શ્રી ફાર્બસ ગુજરાતી સભાની ગ્રંથમાળા

# પ્રાચીન કાવ્યવિનોદ

## ભાગ ૧ લો

સંપાદક :

રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી


પ્રકાશક :

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ

વિ. સં. ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૦

મૂલ્ય રૂ. ૧-૦-૦

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય : રાયખડ રોડ, અમદાવાદ

મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક

પ્રકાશસ્થાન : રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા,

એમ. એ. એલએલ. બી. એડવોકેટ, હાઈકોર્ટ, મુંબઈ

માનદમંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

મહારાજ મેન્શન્સ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ નં. ૪

શ્રી ફાર્બસ ગુજરાતી સભાની ગ્રંથમાળા

# પ્રાચીન કાવ્યવિનોદ

## ભાગ ૧ લો

સંપાદક :

રા. સા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી

પ્રકાશક :

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ

વિ. સં. ૧૯૮૭ ઈ. સ. ૧૯૩૦

મૂલ્ય રૂ. ૧-૦-૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૫૬૨૩

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય : રાયખડ રોડ, અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક
પ્રકાશસ્થાન : રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ,
એમ. એ. એલએલ. બી. એડવોકેટ, હાઇકોર્ટ, મુંબઈ
માનદમંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ
મહારાજ મેન્સન્સ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ન. ૪

## શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલિકીનાં પુસ્તકો

૧-૨ રાસમાળા (સચિત્ર) તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો, તથા ૨ જો; સ્વ. સર એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે રચેલી, અને દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવેએ ભાષાન્તર કરેલી. દરેકનું મૂલ્ય રૂ. ૫-૮-૦

૩ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો—ભાષાન્તરકાર, ઈડરનરેશ સ્વ. શ્રી. મહારાજા સર કેશરીસિંહજી; રા. રા. નગીનદાસ પુ. સંઘવીના ઉપોદ્ઘાત અને સમાન સંસ્કૃત સુભાષિત અને તત્ત્વજ્ઞાનનાં વચનો સાથે. મૂલ્ય રૂ. ૨-૦-૦

૪-૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧ લો, તથા ભાગ ૨ જો; તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. દરેકનું મૂલ્ય રૂ. ૨-૦-૦

૬ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧-૨ (સાથે ભેગા)—તૈયાર કરનાર રા. રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી. મૂલ્ય રૂ. ૧-૦-૦

૭ રસકલ્લોલ : બાળાઓએ ગાવાનાં જીવનનાં ગીતો : સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી. મૂલ્ય રૂ. ૧-૦-૦

૮ પ્રબોધબત્રીશી ( કવિશ્રી માંડણકૃત ) અને રાવણમંદોદરી-સંવાદ (કવિ શ્રીધરકૃત) સંપાદક અને સંશોધક સ્વ. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ; ટીકા અને ઉપોદ્ઘાત લખનાર, રા. રા. શંકર-પ્રસાદ છગનલાલ રાવળ મૂલ્ય રૂ. ૦-૧૨-૦

૯ પ્રાચીન કાવ્યવિનોદ—ભાગ ૧ લો-પ્રાચીન કવિઓનાં આખ્યાનો અને પદો : સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી; મૂલ્ય રૂ. ૧-૦-૦. મળવાનું ઠેકાણું:—

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨

# બે બોલ

આ પુસ્તકના આરંભમાં ભક્ત કવિ **નરસિંહ મહેતાનાં** ભક્તિ-રસથી ઉભરાતાં પદ મૂક્યાં છે. હજુ સુધી ઘણો ઘણો શોધ કર્યા છતાં પણ મહેતાજીના વખતની વપરાતી ભાષાનું એક પણ પદ હાથ આવ્યું નથી. મહેતાના સમકાલીન જૈન કવિઓનાં કાવ્યોની ભાષા જોતાં મહેતાનાં આજ સુધીમાં છપાઈ ગયેલાં પદમાંથી એક પણ પદ તે વખતની ભાષાનું હોય એમ જણાતું નથી. તેની સાથે કેટલાંક બીજા કવિઓએ રચેલાં પદ તેમના નામ ઉપર ચઢેલાં તરત જણાઈ આવે છે. મહેતાનાં પોતાનાં રચેલાં પદની રચના સાથે આવાં પદ મેળવતાં તફાવત માલમ પડ્યા વિના રહેતો નથી.

તેની પછી "**શશિકલા**" નામનું કાવ્ય આપ્યું છે. કાવ્યની ભાષા જૂની છે, પણ તે **જ્ઞાનાચાર્ય** કવિએ રચેલી **બિલ્હણ ને શશિકલા** પંચાશિકા જેટલી જૂની નથી.

આ કાવ્યમાં કર્તાએ પોતાનું નામ આપ્યું નથી. તેમ રચ્યા સાલ અને કયા ગામમાં રહીને બનાવ્યું વગેરે કાંઈ પણ હકીગત આપેલી નથી. ફક્ત લખ્યા સાલ આ પ્રમાણે છે.

"વિ. સં. ૧૭૭૩ માર્ગશીર્ષ માસે અસિત પક્ષે ૫ ભૃગુ વાસરે લિખિતોયં ગ્રંથઃ"

કવિએ પ્રથમ બિલ્હણ પંચાશિકા રચ્યા પછી આ કાવ્ય રચેલું હોવું જોઇએ, પણ તે જડયું નથી. જડયું હોત તો આખું કાવ્ય વાંચતાં ઘણો આનંદ થાત. કાવ્ય વિરહવેદનાના ઉભરાથી ભરેલું છે.

આરંભનો બિલ્હણ પંચાશિકાના કાવ્યનો સાર પાછળ

જૂદો આપ્યો છે. તે વાંચી ગયા પછી આ કાવ્યની ખરી ખૂબી જાણવામાં આવશે.

કવિ **વજીયા**કૃત '**સીતાવેલ**'નું નાનું કાવ્ય તે પછી આપેલું છે. આ કવિનું '**રણજંગ**' નામનું આવડું જ કાવ્ય આ લેખકે રા. **મંજુલાલ રણછોડલાલ મજમુદાર**ને આપેલું, તે તેમણે પોતાના **પ્રેમાનંદ**કૃત '**રણયજ્ઞ**'ના કાવ્યમાં છપાવ્યું છે. તે વિના બૃ. કા. ભા. ૪ થામાં 'સીતાનો સંદેશો' નામનું એક કાવ્ય પ્રસિદ્ધ પણ થયું છે.

ડભોઈના કવિ **રત્નેશ્વર મેઘજી**કૃત '**આત્મવિચારચંદ્રોદય**' નું અધુરૂં કાવ્ય આ પછી આપ્યું છે. બૃ. કા. દો. ભાગ ૩ જામાં પાને ૫૫૫ મે આ કાવ્ય છપાઇ ગયું છે, તેમ છતાં પાઠાંતર મેળવવા ઉપયોગી જાણી ફરી અહિં છપાવ્યું છે. બંને કાવ્યો મેળવી જોતાં પાઠાંતર સહજ જણાઇ આવે તેમ છે.

વડોદરાના વૈશ્ય કવિ **વીકાસુત નાકર**કૃત મહાભારતનાં **સભા** અને **ગદાપર્વ** આપ્યાં છે. તે ફક્ત એક જ હાથ પ્રત ઉપરથી લીધાં છે. મળેલી પ્રત શુદ્ધ ને ભરોંસા રાખવા લાયક હતી. તેની લખ્યા સાલ સં. ૧૭૪૦ ની છે.

**ગદાપર્વમાં** કવિએ વીર રસ સાથે કરૂણ રસની સારી જમાવટ કરી છે. દુર્યોધનનો અવસાનકાળ નજીક આવેલો જોઈ યુધિષ્ઠિર કહે છે કે:—

**"પડીયો દેખી દુર્યોધન, રાય યુધિષ્ઠિર કરે રૂદન,**
**મારા વહતા રડવડતા વીર! હવે તાં કોણ પાશે નીર?**

આપણા ફાંકડા કવિ **દયારામભાઇ**નાં **હિંદી પદ** તે પછી આપ્યાં છે. કહાન કુંવારા ને જાતે સાઠોદરા નાગર; એટલે પછી તેમની કવિતાના રસ માટે શું પૂછવું? ચાણોદ, કરનાલી ને ડભોઈ

જેવાં રમણીય સ્થાનોમાં આજે પણ કુદરતી દેખાવ ઘણો રમ્ય લાગે છે. લોકોનો સ્વભાવ મળતાવડો, નિખાલસ, ખાવે પીવે ને પહેરે ઓઢવે અત્યારે પણ શોકીન છે. સ્ત્રીઓની ભાષા શુદ્ધ, મૃદુ ને માર્મિક છે. જ્યાં આવા કવિતાને અનુકૂળ પડતા સંજોગો એકઠા થયા હોય ત્યા પછી કવિની કવિતાના રસ માટે કાંઇ કહેવાનું હોય જ નહિ. આજે પણ નવરાત્રિના ગરબામાં ત્યાંની કોકીલકંઠી સ્ત્રીઓના કંઠથી ગવાતી દયારામભાઇની ગરબીઓ, સાંભળનારાનાં મનને ઘણો જ આનંદ આપે છે. દયારામભાઇ નૈસર્ગિક કવિ હતા એમાં બે મત છે જ નહિ. ભાષા પ્રૌઢ સાથે માધુર્યવાળી, શબ્દોની તાણાતોડ નહિ પણ આપોઆપ નીકળી આવેલી શૈલીવાળી, એ બધું એવું તો મોહક છે કે, બેશક તે આપણા સાહિત્યમાં પહેલા નંબરના કવિ થઇ ગયા એમાં સંશય નહિ.

આ લેખક તે ભાગમાં લગભગ વીશ બાવીશ વરસ સુધી રહેલો હોવાથી તેમના જીવનવૃત્તાંત માટે તેને થોડીક માહિતી મળેલી તે આ નીચે આપી છે. જો કે આ વાત, તેમના જીવનચરિત્રો લખનારામાંથી કેટલાકે આપી છે ખરી, તો પણ તેને વધારે પ્રમાણભૂત ગણાવા માટે અહિ ફરી આપી છે.

છોટા ઉદેપુરના રાજાના કિલ્લા આગળ જ્યાં હાલ બોઇ લોકોનું મકાન છે ત્યાં આગળ દયારામભાઇના વખતમાં બ્રહ્મપુરી નામનું એક ઘર હતું. આ બ્રહ્મપુરીમાં હંમેશાં પચીશ ત્રીશ બ્રાહ્મણો રોજ સંધ્યા પૂજા ને રાજા તરફથી મળેલી પાઠપૂજા કરતા હતા. આ બધું ખર્ચ રાજય તરફથી ચાલતું હતું. ઘણી વખત સાંજના વાળુમાં દૂધની રસોઇ થતી હોવાથી રાજા પોતે ત્યાં જમવા આવતા ને કેટલીક વાર બ્રાહ્મણોને પોતાને હાથે પીરસવાનો લાભ લેતા.

આ લેખકના સ્વ. પિતા વિદ્યારામ મયારામ આ બ્રહ્મપુરીમાં કેટલીક મુદ્દત સુધી રહ્યા હતા. તેમની સાથે નાંદોદના નાળીયેરી બજારમાં હાલ રહેતા રા. ઉમિયાશંકરભાઇ જોષીના સ્વ. પિતા વિશ્વનાથભાઇ પણ રહેતા હતા.

આ વિશ્વનાથભાઇએ આ લેખકને કહેલું કે "છોટા ઉદેપુરથી નાંદોદ આવતાં હું ઘણી વાર ડભોઇમાં દયારામભાઇને મળવા ગયેલો ને બે ત્રણ દહાડા તેમના સમાગમમાં રહેલો પણ ખરો. અમે બે ત્રણ જણા તેમની પાસે બેસતા. કવિ કવિતા બનાવતા, ને અમે લખી લેતા. લખેલી કવિતા પોતે લઇને વાંચતા ને જેનું લખાણ શુદ્ધ ને સારા અક્ષરનું હોય તેની ઉપર પ્રસન્ન થઇ તે કાગળ પાસે રાખતા, ને બાકીના કાગળો ફાડી નંખાવતા"

આ વિના ડભોઇના એક એંશી વરસના વૃદ્ધ નાંદોરા બ્રાહ્મણે કવિને જાતે જોયેલા. તેમણે કહેલું કે "તે વખતે મારી ઉંમર આશરે નવ દશ વરસની હતી. મને યાદ છે કે કવિ આનંદી સ્વભાવના ને રૂપાળા હતા. પણ તેમનો મિજાજ જતાં વાર લાગતી નહિ. અમે તેમની પાસે જતા ત્યારે અમને કાંઈ ને કાંઈ ખાવાનું આપતા." આ ડોશાના છોકરાના છોકરા હાલ હયાત છે.

આ કવિનાં લીધેલાં હિંદી પદ શોધવા માટે લેખકે અગીયાર હાથપ્રતો, ને દયારામકૃત કાવ્ય ને દયારામમણિમાળા પાસે રાખ્યાં હતાં. તેથી જે પદ ન છપાયાં હોય તે જ લેવામાં આવ્યાં છે તેમ છતાં શરતચુકથી વખતે કોઈ પદ, છપાઇ ગયેલું પણ ફરી અહિ ફરી છપાયું હશે.

તે પછી જૂદા જૂદા કવિઓની છૂટક કવિતામાંથી ચુંટી કાઢીને થોડીક કવિતા આપી છે. તેમાં ગંગાધર (ગંગાશંકર) નામના

કવિને થઈ ગયે બહુ વરસ થયાં નથી. તેમના દીકરા હાલ અમદાવાદમાં હયાત છે ને પૈસે ટકે સુખી છે: છૂટક કવિતા સિવાય તેમનું રચેલું '**બળીયા કાકાનું આખ્યાન**' હજુ છપાયું નથી.

તે પછી **રાધાબાઇ**કૃત એક પદ આપી તેની સાથે **મીરાંબાઈ**નાં પદ આપ્યાં છે.

**સિદ્ધરાજ જયસિંહ** ને **જશમા ઓડણના રાસડા** જે આપ્યા છે તે મુંબઇની બીજી વારની સાહિત્યપરિષદ્‌ના અહેવાલના ચોથા ભાગમાં પણ છપાશે. છેલ્લે **શશિકલા કાવ્યની શબ્દપૂર્ત્તિ** આપી આ પુસ્તક પુરૂં કર્યું છે.

---

## આભાર

આ પુસ્તકનો ઘણો ખરો ભાગ રાજ્યરત્ન સાક્ષર શેઠ શ્રી. **પુરૂષોત્તમ વિશ્રામ માવજી જે. પી.** ના બગલામાં રહીને લખ્યો હતો. આ પ્રમાણે કેટલાક મહિના સુધી પોતાને બંગલે રાખી તેમણે લીધેલી તસ્દી માટે લેખક તેમનો આભાર માને છે.

આ લેખકનાં હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ તેમને આ પેલો હોવાથી તેમ તેની સાથે સ્વ. મણિલાલ બકોરભાઇ **વ્યાસ**નો સંગ્રહ પણ ભેગો હોવાથી લેખકને આ ભાગ તૈયાર કરવા માટે ઘણી જ સુલભતા મળી હતી.

જો **શ્રી ગુજરાતી ફાર્બસ સભાએ** આ પુસ્તક છપાવી પ્રકટ કરવાનું કામ પોતાને માથે ના રાખ્યું હોત તો કદાચ આ પુસ્તક પ્રસિદ્ધ ન થતાં એમનું એમ પડી રહી કોઈ કાલે ઉધાઈના ભોગ થઈ પડયું હોત. તેથી તે સભાના હાલના **કાર્યવાહકોને** મોટો ઉપર માનું છું.

પુસ્તક તૈયાર કરતી વખતે તેનાં કેટલાંક કાવ્યો વાંચી જોવા

માટે ભાઈ નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર, બી. એ. એલ એલ, બી. સોલીસીટરે જે તસ્દી લીધી છે તેને માટે લેખક આભાર માને છે.

વળી આપણા વૃદ્ધ પ્રખ્યાત સાક્ષર દીવાન બહાદુર કેશવલાલભાઈ ધ્રુવે પણ આ કામમાં કેટલીક કીમતી સલાહ આપેલી હોવાથી તેમનો હું આ સ્થળે ઉપકાર માનું છું.

આ જ પ્રમાણે ગુજરાત વિદ્યાપીઠના ગુજરાતી ભાષાના અધ્યાપક ઉંઝાવાસી રા. હરિનારાયણ આચાર્ય બી. એ. નો પણ ઉપકાર માનવા જેવું છે. કેટલીક વખતે તેમણે મદદ અને સારી સલાહ આપી હતી વળી પુસ્તકનાં પ્રુફ જોવા માટે રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. એ પણ તસ્દી લીધેલા હોવાથી તેમનો ઉપકાર માની આ પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

સંશોધનકર્ત્તા

મુંબઈ—લુહારચાલ.

વિઠ્ઠલ શામના બિલ્ડીંગ.

તા. ૨૨-૩-૨૮

છપાયું

તા. ૧૮-૧૧-૩૦

# કાવ્યાદિની અનુક્રમણિકા

**૭ પ્રેમાનંદ ભટ્ટ**

# પ્રાચીન કાવ્યવિનોદ

## નરસિંહ મહેતાનાં પદ

### પદ ૧ લું

સાચું બોલોને શામળા! તમે ક્યાં રે ગયા'તા?
મારા સમ તમે ક્યાં રે ગયા'તા?
આંખડલી અણીઆલડી, કાજળ કોણે સાર્યા? સાચું
વાંસલડી વિસારીને, વેલણ આ કેનું લાવ્યા?
પીતાંબર વિસારીને, પટોળી આ ક્યાંથી લાવ્યા? સાચું
મોજડીઓ વિસારીને, ફૂમતીઆળી આ કોની લાવ્યા?
નરસૈંયાચો સ્વામી મળ્યો, તેની સાથે ગયા'તા. સાચું

### પદ ૨ જું

મોરલી ને વાગીજી રે, બાઈ! મારે મંદિરીએ સંભળાય;
કા'નુડા! માઝમ રાતે મોરલી મેં સુણી રે. મોરલી
આહીરડી એક બાઈ રે, બાઈ! એક પાણીડાંને જાય;
બેડલું તો મેલ્યું રે, બાઈ! મેં તો સરોવરની પાળ.
ઉઢાણી ભરાવીજી રે, બાઈ! મેં તો આંબલીયાની ડાળ. મોરલી
સહીયર એક બીજી રે, બાઈ! મુને ઘડુલો ચઢાવ,

પાલણીએ તો મેલ્યો રે, બાઈ! મેં તો રોતો ન્હાનો બાળ. મોરલી
× × × ×
નરસૈંયાચો સ્વામી રે, બાઈ મને ત્યાં મળ્યો રે. મોરલી

પદ ૩ જું

મને રે ગમ્યો ગોપીનો વ્હાલો, અવર બીજાનું મારે કામ કશ્યું?
બાપ તણા સમ ખાઇને કહું છું, નંદલાલ વસ્યા ત્યાં ગામ વસ્યું. મને રે

સુંદર વર શામળિયો રે સજની! તેને જોઈ મારૂં મનડું ઠર્યું,
એને મૂકી બીજાને ભજશે, તેનું કર્મ તે દૈવે હર્યું. મને રે

છેલ છબીલો ને છોગાળો, ગોડીઆળો ગુણભંડાર,
ભલે મળ્યો મે'તા નરસિંહનો સ્વામી, ઉતારે ભૂતળનો ભાર. મને રે

પદ ૪ થું

હઠ લીધી હરિની સાથ, રીસાયાં રાધા જે;
મુખે લીધાં મુનિવ્રત, બોલ્યાની બાધા જે.

કોણ બોલે તમારી સાથ, તમે બહુ રંગી જે;
જાઓ જાઓ જુઠા બોલા નાથ! ઘણાંના સંગી જે.

શામળીયા! શાને કાજ, આવો વળગ્યા જે,
મારી આળ ના કરશો નાથ! રહોને અળગા જે.

તારો ભેદ પ્રપંચ, કોઈએ ના જાણ્યો જે;
તમારી હોય વ્હાલેરી નાર, તેને ઘેર માણો જે.

અહીં નથી કશ્યો લાગ, ખોટી શીદ થાઓ જે;
વ્હાલા! અઘોર વનની માંહ્ય, મે'લી ગયા અમને જે;
તમે કીધો વિશ્વાસઘાત, ઘટે નહીં તમને જે.

મેં તો નો'તું જાણ્યું નાથ! નીવડશો આવા જે;
તે મેં જોયું વૈકુંઠ નાથ! મળ્યા છો આવા જે.

તમને મનાવવાને કાજ, આવ્યા મોરારી જે;
નાંહાં તે નોરા કરે બહુ ભાત, બોલ્યાં નહીં નારી જે.

તમને મનાવવાને કાજ, આવ્યાં સાહેલી જે;
જે નરસૈંયાના નાથ! રામાએ હઠ મેહેલી જે.

## પદ ૫ મું

તારૂં મુખ જોઈ મોહિની લાગી, મનહર! મન ગમતા,
હાં રે સુતી સેજલડીએથી જાગી, મનહર! મન ગમતા.

હાં રે પ્રભુ! શાને બ્હાને બોલાવું? મનહર! મન ગમતા;
વ્હાલા! વેણુ વાગે ત્યાં આવું, મનહર! મન ગમતા.

હાં રે મારો ઘરનો પ્રાહુણો ઘેર આવે, મનહર! મન ગમતા;
ન્હાની નણદી હેરણાં હેરે, મનહર! મન ગમતા.

મને મળ્યો નરસિંહનો સ્વામી, મનહર! મન ગમતા;
સહુ ગોપીઓ આનંદ પામી, મનહર! મન ગમતા.

## પદ ૬ ઠું

વેણુ વાતો મારો વ્હાલો, વૃંદાવન વેણુ વાતો;
મોર મુકટ ને કાને કુંડળ, ગાય રસીઁયો મોરલી વાતો.
વૃંદાવન વેણુ વાતો.

ઝાંઝર ઝમકે ને ઘુઘરી ઘમકે, થેઈ થેઈ કાનુડો નાચ્યો.
વૃંદાવન વેણુ વાતો.

જમનાને (નીર) તીર ગાવડી ચારતો, ગોપીઓને મ્હેણાં દેતો.
વૃંદાવન વેણુ વાતો.

અધર તણો રસીયો અલબેલો, પીને સુધા રસ પાતો.
વૃંદાવન વેણુ વાતો.

વૃંદાવનની કુંજગલીમાં, ગોપીઓમાં એ ગાતો.
વૃંદાવન વેણુ વાતો.

નરસૈયાચા સ્વામી સંગ રમતાં, રંગે હીંડે છે રાતો.
વૃંદાવન વેણુ વાતો.

## પદ ૭ મું ભૈરવ

ઉગમતે પરભાતે આવી, પાલવડો શું ઝાલો રે?
અમો જે જશોદાને કે'શું, કાનુડો છે કાળો રે.

રૂદીયામાં મને વ્હાલો લાગે, વ્રજનો વાસી વાહાલો રે. ઉગમતે

જાદવ! પ્રીત તમારી જાણી, ચતુર્ભુજ અળગા ચાલો રે;
જાણું છૂં પર ઘેરે જૈને, મંદિરીઆમાં મ્હાલો રે. ઉગમતે

રાવ જઈ જશોદાને કરશું, વિઠ્ઠલજીને વારો રે;
રીસે ભરીયાં બોલે રાધકા, હળવા હળવા હાલો રે. ઉગમતે

નરસૈંનો સ્વામી વનમાં મલીયો, બહુ લાગે છે પ્યારો રે;
કર જોડી નરસિંહ વિનવે, પ્રભુ ચરણે મુજને તારો રે. ઉગમતે

## પદ ૮ મું

ચાલો રે ચાલો હરિને જોવા, આવતણો ગોવાલાંની સાથ;
મોરપીંછ શિર મુકુટ બિરાજે, મોહન મોરલી હરિને હાથ. ચાલો રે

ગોપી નીસર્યાં નરહરિને જોવા, શામા સોલ સણગાર સજી,
ટોળેટોળાં ઉભલાં રહીને, નિરખતાં નયણાં ભરી ભરી. આવો

મંડળ મધ્યે મલપતો આવે, સુંદર શામવીરો ગોપાલ;
નરસૈંયાચા સ્વામીની સંગ રમતાં, સેવક જન કેરો પ્રતિપાળ. આવો

## પદ ૯ મું

છબીલા ! નંદના રે તારા મુખનો મટકો મોડ,
છબીલા ! નંદના રે તારા મુખનો મટકો મોડ.

વાંકું બાંધે મોળીયું ને, લટકતા મૂકે તોરા,
શેરડીએ મલપતો આવે, મુખ મોરલી ધન ઘોર. છબીલા !

પિતાંબરની પલવટ વારી, પાવડીએ કાંગરા;
ઠમકે પગે ઘુઘરા, તારા નેણમાં નાચે મોર. છબીલા !

વૃંદાવનની કુંજ માંહી, દોડતા મોડામોડ;
નરસૈંયાચા સ્વામી ! મારાં ભવનાં બંધન છોડ. છબીલા !

## પદ[1] ૧૦ મું

જશોદાના જીવણ ઉભા જમનાને તીરે,
મોરલી વગાડે મોહન મધુરી રે. ટેક૦

પિતાંબરની પલવટ વાળી, ઉર લેહેકે માળા,
કાંનો બીચ કુંડળ ઝળકે, દીસે રૂપાળા. જશોદાના

---

૧ આ પદનો થોડોક ભાગ પ્રા. કા. સુધા ભાગ ૩ જાને પૃષ્ટ ૧૪ મે આપેલા પદમાં આવી ગયો છે, પણ તે સહેજ હોવાથી તેમ તે પદ અધુરૂં લાગવાથી આ પદ ફરી અહિં છપાવ્યું છે.

પ્રભાતે ઉઠી રે ગોપી, ગૌને હેરાવે;
એ કાનુડા! એ કાનુડા! કહીને બોલાવે. જશોદાના

આજ તો અમારી ઘેને, દૂધ થોડેરાં દીધાં;
રખે રે શામળીએ વ્હાલે, દોહીને પીધાં. જશોદાના

સાંભળ રે સલૂણી શ્યામા! વાતલડી મારી;
તુજ સરખી સલક્ષણી છે, ગાવલડી તારી. જશોદાના

એવાં એવાં વચન સાંભળી, ગોપી આનંદ પામી;
ભક્તવત્સલ ભૂધરજી મળિયા, મે'તા નરસિંહના સ્વામી. જશોદાના

## પદ ૧૧ મું જંગલાની છાયા

વેણુ ન વાઇશ રે વિઠલા! વારૂં તુજને વેણ મા વાઇશ રે. ટેક.
શ્યામ સુંદર નટવર નાગર, વાહાલા છો મુજને. હું તો વિઠલા

મધુરી શી મોરલી શ્રવણે સુણીને, ઘરમાં થૈ છું ઘે'લી
કામ ધામ મુને સૂઝે નહીં, કયેમ કરી આવું વે'લી. હું તો

ધન્ય ઘડી ધન્ય દા'ડો આજનો, મારે મંદિર પધારો,
નરસૈયાચા સ્વામી સંગ રમતાં, સફળ થયો જન્મારો. હું તો

## પદ ૧૨ મું

વહુ! તૂંને વારૂં રે જઇશ માં જળ ભરવા,
નંદકુંવર નાનડીયા સાથે, રખે તાં ગોઠ કરવા. વહુ!

એ છે કાળો, તૂં છે ગોરી, વહુઅર એને ન મળીયે,
મનસા વાચા કહું છું તુજને, માણસમાંથી ટળીયે. વહુ!

એ કાનુડો કામણગારો, કાંઇક કામણ કરશે,
ઘેલી થઇશ ને પુંઠળ ધાઇશ, ચિત્તડું તારૂં હરશે. વહુ!

વહુઅર કહે સાસૂની આગળ, હું સીદને તાં જાઉં?
નરસૈંયાચા સ્વામી સરખી, હું નિર્લજ નહીં થાઉં. વહુ!

## પદ ૧૩ મું

ગોપી! તું લાડસઘેલી રે, વેળાસર ચાલને વે'લી રે,
વ્હાલો મારો તેડે છે વનમાં રે, હજુ શું છે તારા મનમાં રે? ગોપી!
બાવઠીએ તું બાંધને બાજુ રે, ટીલડીએ ચોઢ ને કાજુ રે,
આંખડીએ કરી લે અંજન રે, મુખડલે કરી લે મંજન રે. ગોપી!
સાલુડો તું પેહેર સુરંગી રે, દીસે બહુ સર્વ રંગી રે,
નરસૈંયાનો સ્વામી શામળીયો રે, તેને સહુ જોવા મળીયો રે. ગોપી!

## પદ ૧૪ મું

નહીં આલું રે હો નંદ લાલ! મહીડાં મારાં રે,
વળગો નહીં વિઠ્ઠલરાય! અમે નહીં તારાં રે. ટેક.
અમે કંસ રાજાના લોક, વાસો અહીં રહીએ રે,
જશોદાના બાલા કા'ન! આળ ના કરીએ રે.
અલ્યા! ગોરસનો ગરાસ, કે દા'ડે હતો રે?
અલ્યા! પાશેરાની પેદાશ, હવે થયો છતો રે.
અલ્યા! નવ લખ નંદજીને ઘેર કે દા'ડે હતી રે,
બાંધવાને બારણા માંહ્ય બકરી ન હુતી રે.
ત્યાં જિત્યા શ્રી જગના આધાર ગોપિકા હારી રે,
મળ્યો નરસૈંયાનો નાથ, બાલ બ્રહ્મચારી રે.

## પદ ૧૫ મું

તમને બોલાવે વ્રજની નાર રે ઉભા રેહેજો રે,
મારા બાળપણના નાથ! અવગુણ સહેજો રે.

વાદળમાં જેમ વીજ, એણી પેરે ચમકે રે,
એમ મળ્યા વિના મહારાજ, જીવ મારો તલખે રે.

મને મળીયો છે મારગ માંહ્ય, નરસિંહનો સ્વામી રે,
મારો હરિએ ઝાલ્યો હાથ, એ વર પામી રે.

## પદ ૧૬ મું રાગ મલાર ગોડી

ઝાંઝરનો ઝમકારો વાજે, વાજે માઝમ રેણી રે,
ત્રિકમને તાલી દે તરૂણી, ચપળ દ્દષ્ટ મૃગનેણી રે. ઝાંઝરનો

વિઠ્ઠલને વશ કરવા કારણ, નાહાના ભાવ જણાવતી રે,
નયણે કટાક્ષ કરી અંગ મોડતી, મુખે મરકલડું કરતી રે. ઝાંઝરનો

જો જો હો પ્રભુ પાર્વતીપતિ, તમે દેવ ચક્ષુ મુને આપી રે,
ભણે નરસૈંયો તૃપત ના પામું, જોતાં તે ગોવિંદગોપી રે. ઝાંઝરનો

---

# શશિકલા કાવ્ય.*

## (કવિના નામ વિનાનું)

### પૂર્વછાયુ

પ્રીતિવચન વનિતા તણાં વિહ્લણવિરહી જેહ
વિરહિણીની હરિ વેદના, સાંભલિજુ સહૂ તેહ. ૧

### ચૂપઈ

તેહ વિપ્રનિ જે વિધિ થઈ, વિગત વાત વનિતા કન્હિ ગઈ.
તવ શશિકલાઇ કીધૂં જેહ, વિપ્રવિરહિ વિસ્તારૂં એહ. ૨
ભૂપતિ ભટ બંધાવ્યુ સહી, દાસી દેખી દુઃખિ દહી;
( વર્ણુ અઢારિ જોવા ગ્યલાં, જઈ સંભલાવી શશિકલા ) ૩

શશિકલાઈ શ્રવણિ સૂણી વાત, જે વિહ્લણ બંધાવ્યુ તાત.
તવ તેનિ નયણિ જલ ઝર્યાં, ઉદધિ નણી પિરિ આંસૂ ખિર્યાં. ૪
સખીઈ તાં સમઝાવી કરી, રોતી રાખી તવ સુંદરી.
સખી પ્રતિ તહિં બોલી બાલઃ "અણચિંતવ્યિ આવ્યુ મુઝ કાલ. ૫

"કાલ તણિ વશ કાયા પડી, કંથનિ કિમ દેખીશિ આંખડી ?
પૂરવ જનમનૂં હૂતૂં પાપ, તે મુઝ આવી લાગૂં આપ ? ૬
જેહ વિપ્ર સૂં બાધૂં મંન, જેહ વિણ હૂં નવિ ખાતી અન્ન,

---

* આ કાવ્ય પાછળ પૂર્તિ આપેલી હોવાથી કઠિન શબ્દોના અર્થ નીચે આપ્યા નથી.

તે જુ હૃદિ વીસારૂં આજ, તુ નીશિ[1] મુઝ લાગિ લાજ ૭

લાજ ધરી મિ પ્રથમ સંભોગિ કર ગ્રહી તાણી તેણિ યોગિ,
હઇડિ હું ચાંપી તતકાલ, પૂરણ પ્રેમિ ચુંબ્યુ ગાલ. ૮
અધર સરીસા દીધા દંત, ન્યાહાલી જોયૂં એકિ ચિત,
પ્રેમ તણું તવ વાધ્યૂં પૂર, વિપ્ર વીસારિ ન ઊગિ સૂર. ૯

સૂર ઊગિ ઊઠી એક વારિ, પુહુતુ પંડિત શયન મુઝારી,
ગલિ જઈ મિ ધાલ્યુ હાથ, ચુંબન કરી જગાવ્યુ નાથ. ૧૦
આલસ મોડી ઊઠયુ બંભ, રાતાં લોચન, આવી જૃંભ,
દુઃખ વીસારૂં કરૂં હૂં કેમ? તેહ સૂં માહારિ અતિ ઘણુ પ્રેમ. ૧૧

પ્રેમિ પટોલી છોડી ગંઠિ, લાજંતી હૂં વલગી કંઠિ.
વિનય કરી મૂકાવી બાથ, મિ તવ દીવિ નાંખ્યુ હાથ. ૧૨
તવ વિપ્રિ મનિ આણી રીસ, મનાવ્યુ ચરણિ લાગી શીસ.
પિરિ પિરિના પછિ કીધા સંગ, રાતિ તણા તે કહીઈ રંગ! ૧૩

રંગિ રમી ઊઠયા એક વારિ, પુહુતુ પંડિત સભા મુઝારિ,
મિ નાહાવાની સજાઈ કરી, કંકોડી મસ્તકિ લેઈ ભરી. ૧૪
અભ્યુક્ષણનિ લીધૂં અંભ; પાછુ વલી તાં આવ્યુ બંભ,
બલ ભરિ હું વલગાડી કંઠિ, તે પ્રેમની કિમ છૂટિ ગંઠિ? ૧૫

---

૧ બીજી પ્રતમાંથી:
જે વિપ્ર સરીસૂં બાધૂં મંન, જે વિણ હૂં નવિ ખાતી અન્ન
તેહથી અલગ કીધ મહારાજ, હવિ કેહી પિરિ વીસારૂં આજ
વિપ્રવદન કેહી પિરી મ્યલિ, જે દીઠિ વિરહાનલ ટલિ.
ભમર તણી પિરિ ભમતી નારી, ચપલ નયન ખંજન આકારિ.
મનગમતા તે બોલિ બોલ, ભૂતલિ નવિ તર આવિ તોલિ
જુ હવિ હૃદિ વીસારૂં આજ, તુ નીશિ મુઝ લાગી લાજ. ૭

ગંઠી ચંપક ચોસર હાર, વિપ્રિ ઘાલ્યુ કંઠ મુઝારિ.
પાન તણી મિ બીડી દીધ, દંતિ ગ્રહી મુખિ અલગી કીધ. ૧૬
તંબોલિ ત્રટકિ તતકાલ કંઠ થકી મિ નાંખી માલ.
રીસ ચઢી પાસિ નવિ ગઇ, તે વેલા સંભારૂં સહી. ૧૭

સહિઅર સૂં રમતી એક વારિ, આવ્યુ પંડિત ધવલ મુઝારિ.
પુઠલિથી મુઝ સાહાયા હાથ, સાહામા થઈ તિણી ભીડી બાથ. ૧૮
સહિયર દેખી લાજી ખરી; રહી ઉફરાટી ઘુંઘટ ધરી,
પ્રાણિ બોલી બીસાડી સોય, તે પંડિત દેખાડુ કોય. ૧૯

કોય કાલિ મુઝનિ ચઢી રીસ, સેજે સૂતી બાંધી શીસ.
સભા થકી તે આવ્યુ ધીર, પાસિ બીસી તાણ્યૂં ચીર. ૨૦
તવ મિ છેહડુ આઘુ લીધ, મનાવવા બહુ આદર કીધ.
દીન થઈ તે વાણી વદિ, વિપ્ર વિરોખી રાખ્યૂં હદિ. ૨૧

હદિ સરીસૂં ભીડી એક વારિ ચાંપતાં મુઝ હર્ષ અપારિ,
રહી એક વલગી નિ ઘડી, મૂકંતાં હૂં અવની પડી. ૨૨
કુચ સાહી નિ ઊભી કીધ, પિરિ પિરિનાં પછિ ભોજન સિદ્ધ.
બીડી દિઇ મુખવાસ અનેક, અવની માંહાં એ વાડવ એક. ૨૩

એક વારિ દિવસિ સંયોગિ મનગમતા તે કીજિ ભોગ.
અજાણતાં હૂં અધરિ ડસી, રીસ ચઢાવી અલગી ખસી. ૨૪
ઓશિઆલુ થઈ બીડુ બંભ, બોલાવવા મુઝ માગ્યૂં અંભ.
તે મિ મનિ નવિ આણી વાત. વિપ્ર વિના કિમ જાઈ રાતિ ? ૨૫

રાતિ સમિ રાંધૂં એક વારિ, કીધાં સુંદર શાક બિ ચ્યારિ,
સ્નાન કરી આવ્યુ આસન, સુવર્ણ થાલિ પીરસ્યૂં અન્ન. ૨૬

હું પાખિ નવિ જમિઉ એહ, જે સું પૂરણ પૂર્વનુ નેહ,
દ્વિજ વિણુ જમતાં લાગિ લાજ, કેહી પિરિ વીસારૂં આજ? ૨૭
આજ મોહી કહીઈ શું ઘણું? દુર્લભ થયૂં મુખ પંડિત તણું.
મીઠી મૃદુ બોલતુ વાણિ, લોચન વિકસિતપંકજ જાણિ. ૨૮

વિણુ તંબોલિ અધર ઓપંત, રતનશ્રેણી શોભિત દંત,
તે મુખ વિણુ જીવ્યાનૂં કામ, હવડાં હૂં તુ આણીશ ઠામ. ૨૯
ઠામિ ઠામિ દીવા એક વારિ, તેજ તણુ દીસિ અંબાર.
અનેક ફૂલ શય્યા પાથરી, કૃષ્ણાગરિ કચોલી ભરી. ૩૦

બીઠુ માહારી જૂઈ વાટ, મુઝ પાખિ નવિ અડિઈ ખાટ
કામ તણુ અવતાર જ જેહ, વિપ્ર વિના કિમ ધરીઈ દેહ? ૩૧
દેહિ ધરી દર્પણ, એક વારિ કરવાં માંડયા મુઝ શણગાર.
ગૂંથી શીસ મનિ વરત્યુ રંગિ, સકલ શણગાર સજાવ્યા અંગિ. ૩૨

કાજલ નયણિ આંજી કરી સિંદૂરી મુઝ સીંથુ ભરી
પ્રેમ સહિત પિહિરાવ્યૂં ચીર, વિપ્ર વિના પીઉં નવિ નીર. ૩૩
નિરખી બ્રાહ્મણ ઊભુ બારિ, હું નુહુતી તે ધવલ મુઝારિ,
ક્ષણ ભીતર, ક્ષણ પાછુ વલિ, વિરહતાપ તિણિ આંસુ ગલિ. ૩૪

વારિ વારિ મેહેલિ નિશ્વાસ, નેહ અજાડી પડિયુ પાશિ.
લોહ્યાં આંસૂ દેખી કરિ, વિપ્ર વદન રહી છૂં મનિ ધરી. ૩૫
ધરિઉ હાથ ગલિ એક વારિ, બીઠાં બિહુ જણ શયન મુઝારિ;
પાન તણી તે બીડી કરી અનેક સજાઈ માંહિ ભરી. ૩૬

માહારા મુખ માંહાં મૂકી નાથિ. તાંબૂલ વેહેલાં કાઢી હાથિ
મિ આપ્યૂં તે પોતિ ગ્રહ્યું, વિપ્રનૂં વાહાલ ન જાઈ કહ્યૂં. ૩૭

કહ્યું ન કીધૂં મિ એક વારિ, તેડી પાસિ ન ગઇ લગારિ.
ન જાણીઈ, શી હૂતી વાત ? થઇ ઊફરાટાં સૂતાં રાતિ. ૩૮
પ્રાત સમિ ઉતારી રીસ પૂછી વાત પય લાગી શીસિ.
એક બોલ વાડવિ નવિ કહ્યુ, તે મુઝ મોહ હિયાભર રહ્યુ. ૩૯

રહ્યુ વિપ્ર જોડી નિ પાણિ, દીન થઈ પછિ બોલ્યુ વાણિ.
એક વારિ વિપરીત સંયોગ મનગમતુ તે કીજિ ભોગ. ૪૦
સુણી વાત સખી લાજી ખરી, હંસી છેહડું મુખ આગલિ ધરી.
પછિ વિપ્ર તણૂં મનવ્યૂં મન, તે વિણુ હું નવિ ખાઊં અન્ન. ૪૧

અનેરિ દિવસિ એક વારિ રમવા બીઠાં આંગણુ બારિ.
કનકપાટ સોગઠડી સોલ માંડી ઢાળ્યા પાસા લોલ. ૪૨
રમતાં હૂં હારી, તતકાળ, બીજી અંતર બોલી આળ;
વિપ્રિ મતિ તે આણ્યૂં નહીં, એ કિમ કરી વીસારું સહી ? ૪૩

સહી ! મિ સૂતાં ભીડી બાથ ગલા માંહિ ઘાલી નિ હાથ,
અધર તણૂં હૂં કરતી પાન, ડંક દેતાં માગંતુ માન. ૪૪
ચપલ નયન કરી જોતુ તેહ, પૂરણુ પ્રગટયુ વિપ્ર સૂં નેહ;
એણી પિરિ એ નીગમા રાતુ, તે વિણ દેહનુ કરતુ ઘાતુ. ૪૫

ઘાતુ વિપ્રિ કોટિ હાથ; ગાલિ ગાલ અડાડિઉ નાથિ:
લેઈ દર્પણ મુખ જોઈ કરી, પાન તણી બીડી કરિ ધરી. ૪૬
પ્રેમ સહિત મૂકી મુખ માંહિ, અધલી વાડવ દાંતિ સાહિ.
એણી પિરિ નિતુ રમતુ નાથ, દૈવિ છંડાવ્યુ તેહ સાથ. ૪૭

સાથિ જમવા બીઠા થાલિ, કૂર સહિત તે પ્રીસી દાલ;
સુંદર ઘૃત માંહિ કંત કરી કૂસિયા જમાડિ ખંતિ. ૪૮

વિપ્ર તણિ મનિ એહવી વસી, ઊગરતૂં તિ અરોગતુ હસિ.
એમ જમી ઊઠયાં એક વારિ, સહી! એ ગયુ જમાડણહાર. ૪૯

હાર ગૂથ્યુ વિપ્રિ એક વારિ, ફૂલ તણુ નવિ લાભિ પાર;
સહી! શી કહૂં તેહની પેર્ય! અનેકિ પ્રકર, ન દીસિ સેર્ય. ૫૦
માહારિ કંઠિ આરોપણ કીધ, પ્રેમ સહિત આલિંગન દીધ.
સખી! દીસિ એ પેલી માલ, હાર જગાવિ સુતાં સાલ! ૫૧

સાલિ સખી! એ હઇડા માંહિ, વિપ્ર વિના નવિ જીવ્યૂં જાઈ;
મુઝ વિણ એહ ન રહિતુ ઘડી, બિહૂની એહ અવસ્થા પડી! ૫૨
સહિઅર એ સાચૂં સહી જાણિ, વલ્લભ દુઃખ ન સુણીઇ કાન;
( બહુ પ્રકારિ જોયૂં ખરૂં ) વાડવ વિણ હૂં નીશિ મરૂં. ૫૩

મરુઠી મૂછિ મુખિ વિશાલ. અલતા બિંદુ સરીખા ગાલ.
તે ઉપરિ નલ સોહિઈ સાર, જાણિ ખટપદ કમલ મુઝારિ. ૫૪
નાસા તે શુકચંચ સમાન, નિર્મલ મોતી ઝલકિ કાનિ.
દૃષ્ટિ આગલિથી ગયુ પરૂ, અંતકાલિ હૂં હઇડિ ધરૂં. ૫૫

ધરૂં દુઃખ સખી! કહૂં હૂં આજ, વાત કરૂં તમ મૂકી લાજ.
વાડવિ આલિંગન તણી પિરિ કહ્યૂં 'કંચુકી અલગી કરિ.' ૫૬
વિરહતાપ જિ માહારિ અંગિ, શીતલ થાઈ એ કુચનિ સંગિ.'
ભાડી બાથ નિ અમૃત પાઇ, તે વિણુ ક્ષણુ વરિસ સૂ થાઇ. ૫૭

થાઇ સખી! દુઃખ મેરુ સમાન, ચલિ નહીં, અબલા અભિધાન.
અંગિ દાધાણી અતિશિ સહી, વિરહ તણી કાતી જે સહિ. ૫૮
વિજોગનાં જે વાજિ બાણ, દેહતણાં કાપિ સંધાણ.
એ દૂખિયુ શૂં રાખૂં દેહ? મુઈ રહિ માહારુ અતિ નેહ. ૫૯

નેહ સહી ! જે વાડવ તણુ, દિન દિન વાધંતુ અતિ ઘણુ;
ઘસૂં ચંદન, માંહિ કેસર રંગ, તેહની કંચુકી કીધી અંગિ. ૬૦
સિંદૂરિ રેખા અતિ કીધ; પ્રેમ સહિત આલિંગન દીધ;
કુચ ખૂતા નિ મરડયૂં મુખ, વિણુ સખી ! ન ભાજિ દુઃખ. ૬૧

દુઃખ સખી ! એક માહારિ મંનિ, પ્રાહાર પડસિ વાડવનિ તંન;
ફૂલ તણી કલિકા એક વારિ સૂતાં ખૂતી શયન મુઝારિ. ૬૨
એહવુ કોમલ જેહવુ પંડ, તે દુઃખદ કિમ સહિસિ દંડ ?
છિ કો પ્રાણ તણુ મુઝ થંભ, અંતકાલિ ઊગારિ બંભ ? ૬૩

બંભ જાતિ ગ્યુ તાં સખી ! રંગ ચંદન કઉણ અડાડિ અંગિ ?
સીંથિ કઉણ ભરિ સિંદૂર ? મુખિ તંબોલ થયૂં અતિ દૂરિ. ૬૪
ટલિઊ કુંકુમ કેરૂં કાજ, પાગ કઉણ હવિ રંગિ આજ ?
સખી ! એ દુઃખ ન માઈ હદિ, 'આવ્યુ વાડવ' કો એમ વદિ ? ૬૫

વધિઊ દુઃખ તાં માહારિ અંગિ, કાજલ નયણાં ટલિઉ સંગ.
કૃષ્ણાગર મસ્તકિ નવિ મ્યલિ, વાડવ બાંહ ન વિલગિ ગલિ. ૬૬
અધરપાનનિ પડયુ વિજોગ, વિરહ તણુ તિણિ વાધ્યુ રોગ.
સખી ! શી પિરિ વીસારૂં દુઃખ ? વાડવ જાતિ ગ્યુ સવિ સુખ. ૬૭

સુખ સાથિ ગ્યૂં સઘલુ સાજ. વેણી તણૂં હવિ કીહૂં કાજ ?
કાન તણાં કુંડલ ઊતરિ ? નાથ વિના કો ચૂડી ધરિ ? ૬૮
દર્પણિ મુખ જોઊં શૂં વલી ? હૂં દીઠિ લોક જાશિ ટલી !
અગ તણી સવિ પડશિ કલા ! રંડાપણુ રામા અવકલા. ૬૯

કલા પડી હવિ માહારિ દેહ; ચિત્ત તણુ નવિ ટલિ તાં નેહ;
હૃદયકમલ માંહિ વિષ્ણુવાસ, રખિ સખિ ! દહિ એહનિ હુતાશ. ૭૦

વિરહતાપ તે અંગિ અપારિ, સીંચૂં નયન તણી જલધારિ.
અંગ તણુ એ તાપ તુ જાઇ; જાણી બંભ જુ મૂકિ રાય. ૭૧

રાય રાંકનિ સરીખી પ્રીતિ; વાડવની પણિ અધકી રીતિ;
નિત્ય ઊઠી મુખ માહારૂં જોય, જાણિ રીસ ચઢી રખિ હોય. ૭૨
મુઝનિ પૂછી પીતુ વારિ, રાખ્યું હૂતુ હૃદય મુઝારિ;
બંભ બાંધિઉ ગાઢિ બંધ, રાઇ મારવા કાઢયું કંધ! ૭૩

કંધ જિહાં ધડ ઉપરિ રહંત, તિહાં લગી નવિ ઢલિ માહારૂં ચિત;
મનસા વાચા કાયા કરી વસ્યુ વિપ્ર મિ પ્રીતિ જ ધરી. ૭૪
કરી ક્રીડા તે સૂં દિનરાતિ, "અવર પુરુષ તે બાંધવ તાત."
સખીઇ દીધુ મુઝ ઉપદેશ, કિમ કરી નાશિ યૌવનવેશ? ૭૫

વશિઅર ડંક સોહિલુ જાણિ, ચઢિ ગરલ નિ જાઈ પ્રાણ;
દુઃખ વિજોગ તણૂં ઘણુ હોઈ, વનિતા વિના ન જાણિ કોઈ. ૭૬
આમ જુ થાતૂં હૂં જાણતી, પ્રેમ વિપ્ર સૂં નવિ માણતી.
વાડવગુણિ હું ગિહિલી કરી, બૂડું પ્રેમ તણિ સાગરિ. ૭૭

સાગર તરવા બાંધ્યૂં તુંબ, અધવચિ તુટિઉં; પાડી બુંબ.
કઉણ સાંભલિ તેણિ ઠારિ, લીઈ ઉગારી વારિ વારિ? ૭૮
અંબુ કિમ તિહાં કરુણા આણિ? સહી! એ વિરહ તણી વિધિ જાણિ
અવ મરીશિ, નિ પામીશિ પાર, જાણુ તુ સખી! કુહુ વિચાર. ૭૯

વિચારી જોયૂં મિ બહુ દુ:ખ ધરૂં હઇડિ હવિ કીહૂં?
વાડવનિ કરશિ ઉપઘાત, રાય તણિ મનિ બઇઠી વાત. ૮૦
દેશ મઝિ તે વાત જ ગઈ, લોક માંહિ અપકીરતિ થઇ;
સહી? હસારથ હૂઉ જેહ, વિહ્લણુ સંગિ પ્રજાલૂં દેહ. ૮૧

દેહ રૂપિણી કીધૂં વાહાણ, વાડવ મીટિ નીઝામુ જાણિ,
માયા શઢ નિ નેહનુ થંભ, સુખસાગર, નહિ ખારૂં અંભ. ૮૨
ચઢી નાવ ઝીલિ મન રાય, પડયુ થંભ નિ ઢીબર જાઈ.
ડૂબિ વહાણુ, નવિ દીસિ ઠાહાર, મ્યલિ વિહ્લણ પામૂં પાર. ૮૩

પારધિ કેરી કીધી પિરિ, નયણ બાણ સાંધ્યાં તે ધીરિ.
મન કુરંગ વેધી તિણિ ઠાર, ઘાત્યુ પંજર પ્રીતિ મુઝાર. ૮૪
નેહબંધ તે બાંધ્યા અંગિ, દમિ વિરહ, નવિ મૂકિ સંગ.
તિહાંથી છૂટા તણુ ઉપાય કહિ તુ સખી! હૂં લાગૂં પાય. ૮૫

પાય લાગૂં હૂં સખી! નિર્ધાર, જુ વિહ્વળ મેલવિ એક વારિ.
એટલુ જસ તૂં લીઇ નિ સખી! રાની રીસ મન આણિ રખિ. ૮૬
ચિત્રલેહાની જૂ નિ પિરિ, સ્વપનિ મિલ્યુ તે આણ્યુ ત્રિરિ,
તે માટે કહૂં છૂં કર જોડ, રંડાપણની મોટી ખોડિ. ૮૭

ખોડિ એહ થઈ મોટી અંગિ, પ્રાણ ગયા નવિ વિહ્વળ સંગિ.
સખી! વલી મુઝ લાગી લાજ, વિપત્ત પડિ નવિ આવી કાજિ. ૮૮
તે કારણિ મન બલતૂં ઘણું, દુઃખ લેવાઈ નવિ કો તણું.
દેહ પાલટિ જુ મૂકિ રાય, નીશિ તુ આપૂં માહારી કાય. ૮૯

કાયર મન અબલાનાં જાણિ, નાથ જાતિ નવિ જાઈ પ્રાણ.
સતી એક પદમાવતી જેહ, કંથ મુઉ સુણી છાંડુ દેહ. ૯૦
તે વિધિ જુ સહિઅર મુઝ થાત, દુઃખ તણી નવિ જાણી વાત.
બાઠી લવૂં ગિહિલાની પિરિ, વાડવ કહીઈ આવિ ઘરિ? ૯૧

ઘર માંહિ સહી! જઈ નિ જુઈ, કદાચિ વાડવ બીહુ હુઈ,
સૂતુ હશિ હિંદોલાખાટિ, અલગુ રહી જુતુ હશિ વાટ. ૯૨

ફૂલ તણા કિ ગૂંથિ હાર, કિ રચિ શયન, કિ ઊનુ બારિ,
દેખિ, તુ તૂં જૂતી આવિ; નવિ દેખિ, તુ કાતી લાવિ. ૯૩

લાવિ સખી! વાડવનિ તેહ, પરદુઃખભંજન હૂઈ જેહ.
સ્ત્રી, બાલક, બ્રાહ્મણ નિ ગાઈ, વધતા સહૂ તાં વાહારિ ધાઇ. ૯૪
વિહ્લણ વિપ્ર અબલા હૂં જાણિ, બિહુ જણના કો રાખુ પ્રાણ.
મુઝનિ હૂતી મોટી આસ, રહ્યૂં અહિવાતન એક જ માસ. ૯૫

માસ તણા જે દ્યાહા ત્રીસ, રમતાં જાણ્યૂં ન રયણિ ન દીસ.
તે સુખ ગ્યૂં શમણાની પિરિ, અંગિ અંગીઠી મૂકી ધરી. ૯૬
કંથ વિના દુઃખ દમતૂં ઘણું, બલ્યૂં જીવ્યૂં તે અબલા તણું!
વિરહવહ્નિ દાઝિ મુઝ અંગ, ટલ્યુ સખી! તે વિહ્લણ સંગ. ૯૭

સંગતિ છાંડી ગ્યુ જે કંથ, જાણુ તુ દેખાડુ પંથ.
મ્યલી કરી ટાલુ સંદેહ, અવગુણ કિંચિત્ આણ્યુ નેહિ? ૯૮
મનની એહના જાણીશિ વાત, સખી! કો એક જાઉ સંઘાતિ.
બોલિ વિહ્લણ જાતિ પ્રાણ તે મુઝ આવી કરજુ જાણ. ૯૯

જાણ હુઈ તે બોલુ આજ, હવિ તે મિ શૂં કરવૂં કાજ?
એકિ નવિ સૂઝિ મુઝ પિરિ, ઓશિઆલી શા બીસૂં ઘરિ! ૧૦૦
વિરહ કોટિ કાઢી નિ રહ્યુ; તેહનુ તાપ ન જાઈ સહ્યુ.
વિવિધ પ્રકાર તણું છિ કષ્ટ. કહિતાં વિહ્લણ પડિઉ દષ્ટિ. ૧૦૧

દષ્ટે દષ્ટ મ્યલી જે વારિ, બોલી બોલિ રાજકુમારિ.
સાથ સરવ મૂકી આવાસિ, વિહ્લણ કેરિ જાઇશિ પાસિ[1] ૧૦૨

---

૧ બીજી પ્રતિમાં આ પ્રમાણે પાઠ છે:
" દૃષ્ટે દષ્ટ પડી જેણિ વારિ, બોલિ વિહ્લણ કરી વિચારઃ
શશિકલા! સાંભલજિ વાણિ, અંતકાલિ હવિ જાતિ પ્રાણ. ૧૦૨

સખિ ! પૂઠિથી નાવુ ભલું, હવિ આપણુનિ મ્યલવૂં ટલૂં.
વાડવ તણુ કરવુ સંઘાત, આવી પાસ કહિતાં વાંત. ૧૦૩
વાત પૂછિ છિઃ માહારા તાત વિપ્રણુનિ કિમ કરિ ઉપઘાત ?
રાય તણી જુ હુઈ રીસ, પ્રથમિ ખડ્ગ મૂકુ મુઝ શિસિ. ૧૦૪
એ પિહિલાં હૂં કાઢીશિ પ્રાણ; સેવક ! સાચૂં મન સૂં જાણુ.
મુઝ મારુ કિ પૂછિ રાય ! સુણી વચન સહૂ વિસ્મિત થાય. ૧૦૫

પૂર્વછાહુ

થાય સેવક એકઠા કરવાનિ પરપંચ.
પુત્રીનિ કીસિ મારીઈ ? શું કરવુ હવિ સંચ ? ૧૦૬

ચૂપઇ

સંચરિઆ સેવક તતકાલ, વાત જણાવી જઈ ભૂપાલ,
સુણત ખેવ ઝલ ભાગી શીસ, મંત્રીશ્વરિ ઊતારી રીસ. ૧૦૭
વાત જણાવી સકલ સ્વરૂપ, પંડિતનિ મૂકાવિઉ ભૂપ.
પુત્રી સહિત આવ્યુ આવાસ, જઈ વિપ્રાણ કીધુ વાસ. ૧૦૮

---

સીતાકારણિ રાવણ શીસ દશ કાપિયાં અયોધ્યાઈશ.
તૂં માટિ એક મસ્તક જાઈ; નવ કેરુ ઉગારુ થાઈ. ૧૦૩
"થાઈ જુ વિપ્રણુનિ ઉપઘાત, કરીશિ તે સંભલાવુ તાત
રચી શણગાર ગૂંથી નિ શીસ, અંતકાલિ સમરીશિ જગદીશ. ૧૦૪
વાડવ મસ્તક લેઇ ઉછંગિ, દેહ પ્રજ્વલીશિ એહનિ સંગિ.
સતી થઈ નિ તારીશિ નાથ, સહિયર ! જમહરિ હુઈ સાથ. ૧૦૫
સાથ સરવ મૂકી આવાસિ વિપ્રાણુ કેરિ જાઇશિ પાસિ.
જે પૂઠિ આવુ, તે ભલું, હવિ આપણુનિ મ્યલવું ટલ્યૂં. ૧૦૬
સખી સહિઅર જે છઈ વલી, વાત કરંતી ટોલિ મ્યલી
વાડવનૂ કીધુ સંઘાત આવિ પાસિ તે કહિતાં વાંત. ૧૦૭

વાસર થયુ, નાસિઊ અંધકાર, તરશાનિ જમ શીતલ વારિ;
ચાતકનિ જમ જલનૂ બિંદુ, કમલિનીનિ જમ દર્શન ઈંદુ, ૧૦૯
ચકુઆનિ દિનકર દર્શન, વાડવ ત્યમ વનિતાનિ મંનિ
નાદ કુરંગનિ જેહવી પ્રીતિ, ત્યમ અબલા વિક્ષ્ણનિ ચિત્તિ. ૧૧૦

ચિત્તગમતા પિહિરિ શણગાર, ઝિલતાં નેહ ન લાભીઇ પાર,
શુકલ પક્ષ જમ તારા ભૂપ, તિમ વનિતાનૂં વાધિઊં રૂપ. ૧૧૧
ભોગ ભલા કીજિ દિનરાતિ દુઃખ તણી વીસારી વાત.
સુખ જે સઘલૂં છિ સંસારિ, બિહૂ તે ભોગવિ વિવિધ પ્રકાર ૧૧૨

કારણ પ્રેમ તણું છે જેહ, કિહિતાં પાર ન પામીઇ તેહ.
અહનિશ મકરધ્વજનિ સંગિ કરિ નવલા મન ગમતા રંગ ૧૧૩
એણી પિરિ રમતાં લીલવિલ્લાસ વનિતા વિક્ષ્ણ પુહુતી આસ.
સુખ રૂપિ જે સોહિ સાગર, ઝીલિ તિહાં બિહૂઇ નાગર. ૧૧૪

નાગર નામ ચતુરનૂં હોય, વિરહ પાશિ નવિ પડશુ કોય,
જેહ વિજોગી હુઇ નરનારિ, ભાવિ ભણતાં પામિ પાર. ૧૧૫
વિરહ તણુ છિ રસ વિખ્યાત; વિપ્રલંભની અનેરી વાત.
વિરહિણી જે વલ્લભ મનિ ધરિ, તે શશિકલા વાણિ ઉચ્ચારિ.[1] ૧૧૬

## પૂર્વ છાયુ

ચરિત્ર ચારુ નારી તણાં ઊચર્યાં આણી ચિત્ત,
કૌતુકકથા સોહામણી ભણતાં વાધિ પ્રીતિ. ૧૧૭

સંવત ૧૭૩૩ વરષ માર્ગશીર્ષ માસે અસિત પક્ષે ૫ ભૃગુ વાસરે લિખિતોયં ગ્રંથ.

---

૧ પૂર્વ છાયા પહેલાં નીચેનાં બે ચરણ વધારે છેઃ—
જે એ વિદ્યા અનુભવિ સાર, તેહનિ કંદર્પ વાધિ અપાર.

# સીતાવેલ[1]

### ( કવિ વજીયાકૃત )

### કડવું ૧ લું

ઈશ્વર થકી ઉત્પન્ન હવો, સુધબુધનાથ નરેશ,
ઉમિયાઉદરથી ઉપન્યો, (તે) પ્રણમવો દેવ ગણેશ.
જનકતનયા સુંદરી, વર વાંછે રઘુનાથ,
ત્રંબક ટોડર બાંધીયાં, (તે) જગતે જાણી વાત.

### ઢાળ

હાં રે રાયે ત્રંબક ટોડર બાંધ્યાં, શૂરા ધર અતિ પૂર વાધ્યાં;
રાજા જનકે મહા જંગ રચીયો, એનો મહિમા મહી પર મચીયો.

હાં રે પાતાલના પન્નગ તે ડોલ્યા, નવ ખંડના મહીપત મેળ્યા,
ઈંદ્રાદિક ઇશ જગાવ્યા, ત્યાંકને સુરીનર મુનિવર આવ્યા.

ભુજ બળ ભાથા બહુ ભાર્યા ઋષિ સાથે શ્રી રામ પધાર્યા,
અંગ નૂર ઘણું, લઘુ વેશ, જાણે ચૌદ ભુવનનો નરેશ.

ભગવાન સભામાં આવ્યા, જાણે હંસ માન સરોવર આવ્યા,
છત્રપતિ સભામાં દીઠા, રઘુવંશી રાઘવ બેઠા.

### સાખી

અસુર મન અહંકાર ઘણો, સુરપતિ મન ન સુહાય,
નરપતિ સૌ નમતા હુઆ, જ્યારે આવ્યા રાઘવ રાય.

---

૧ કવિ પ્રેમાનંદે પણ આ નામનું એક કાવ્ય રચ્યું જણાય છે, જેનાં ત્રણ પાનાં ગુજરાત વર્નાકયુલર સોસાઈટીના સંગ્રહમાં છે. ( બુદ્ધિપ્રકાશ સન ૧૯૨૪ માં જુના કાવ્યોની યાદીનો નંબર ૩૬૧ અ.)

## કડવું ૨ જું

ત્રંબક ટોડર ત્રોડીયાં, ભડ મળીયા ભૂપાળ,
વર જોવાને જાનકી, સતી સીતા કરે શણગાર,

### ઢાળ–રાગ સામેરી.

શણગાર સતી શ્રવણે માણે, એનો વર તે વિધાતા ન જાણે,
રાખડી રતનાવલી સોહે, એને તેજે ત્રિભોવન મોહે.

નારી ભમ્મર ગોફણ રાજે, જાણે સેજ રચી શેષ નાગે,
નારી નિલવટ નિર્મળ રેખા, જાણે પૂનમ ચંદ્ર આલેખ્યા.

કાને લલિત કુંડળ લળીયાં, ગળે માળ મુક્તાફળ ઢળીયાં,
મણિ માણેક મોતી જડીયાં, જાણે અણુ અણુ દેવ સાંકળીયા.

(પછી) રાજકુંવરી કનકશી દેયાં, ચોરંગ રચ્યા ચિત્ર લેયાં,
કર માંહે કુંભસ્થળ માણે, પેટ નાળ પટા પરમાણે.

અબળાએ આભૂખણ લોપ્યા, કટિ સિહણુ લંકાલંકી,
ખંજન મીન મધૂપ મૃગનયની, નાસા કિર છે, ચંપકવર્ણી.

મુખ આડો તે પાલવ સાહ્યો, જાણે ચંદ્ર ચાંદરણે છાયો,
ગજગતિ ચાલે રાઘવ ગરૂણી, એની પાહાની તે કુંકુમવરણી.

પગની તલીએ અંબોજાં રાતાં, કર–પાણુ પ્રકટ હુઆ પરભાતા,
ધણું મૂલ ઘુઘટ ઘમઘોરા, જાણે ભ્રમર કારંડ કોકિલા.

મુખ પંકજ, રાગ કોકિલા, ગ્રીવા રચ્યા જાણે ધનમોરા,
નારી નેપૂરની ઝેણા વાજે, જાણે ગગન મહા ભડ ગાજે.

## સાખી

સીતા રૂપ આલેખીયું, વનિતા કરે વખાણ,
સીતાવેલ સુરભ રચી, જિય સરોવર સારંગપાણ.

## કડવું ૩ જું

## સાખી

નેપૂર ઘુઘરી ઘમઘમે, ગુણી જન મંગળ ગાય,
વર જોવાને જાનકી, સતી આવ્યાં મંડપ માંય.
કેસર કસ્તુરી કુંકુમ, અગર ચંદન અબીર,
કંકણ ચૂડી મુદ્રિકા, સતીએ પે'ર્યા ચોળી ચાર

## રાગ સામેરી.

(હાં રે) માનુની મંડપ માંહે રે આવ્યાં, મોટા મુનિવર મોતીડે વધાવ્યા;
નારી નેપૂર ચરણે ચંપાય, છત્રપતિ મોહ્યા સભા માંહ્ય.
સુંદરી મન સુરપત ના'વ્યા, કૂદી કોદંડ ઉપર આવ્યા;
કોદંડ તણા ગુણ ગાજે, જાણે ઇંદ્રભુજા દંડ ભાજે.
ત્યારે ઇંદ્ર કહે કેમ કીજે, સીતા સરજ્યાં પાખે કેમ લીજે;
શેષનાગે સહસ્ત્રફણા જોડી, જાણ્યું ત્રંબક નાંખું ત્રોડી.
આંટો દઇને આવી સલસલીયો, કાંચળી મેલી પાછો પળીયો;
રામાએ રાવણને દીઠો, ઉછરંગે લંકાપતિ ઉઠયો.
બળીયો બહુ બાથ જ ઘાલે, તોયે ત્રંબક તસુએ ના હાલે;
રાતો થાય ને રોષે ભરાય, તોયે ત્રંબક બેઠું ન થાય.
મહા બળીયે પરાક્રમ કીધું, એક વેંત ઉંચેરૂં લીધું;
ભુજા દંડ વિષે સાહ્યો, જાણે ચંદ્ર ચાંદરણે છાહ્યો.

હાં રે ગત ભાગી હા રાવણુ રાણા, હઠ મે'લો હાથ ચંપાણા;
ધડ ધ્રૂજે, ધડા શિર કંપે, તોયે ધ્રણીયલ શી ધર ન જંપે.
કર કાઢી ના શકે કા'યો, મંડપનો મહીમો ગુમાયો;
નર રહ્યો તે નીચું જોઈ, ક્ષત્રિમાં ક્ષત્રિવટ ખોઈ.
નર નિસ્તેજ થઇને નીસરીયો, ક્ષત્રિય સાથ સહુ ખળભળીયો;
મોટો ગયો મંડપમાં હારી, જાણ્યું કન્યા રેહશે કુંવારી.

## સાખી.

સીતા જપે હે સખી ! વર વાંછિત આવ્યો વરેંદ્ર,
નરપત સહુ નાશી ગયા, નવ ખંડ તણા નરેંદ્ર.
રાજા જનક સાંસે પડયા, (તે) જઈ જાચ્યા ત્રિપુરાય,
પણ લીધું (તે) પાછું પડયું, મન ઘણી વિમાસણુ થાય.
શશીધર તવ બોલીયા, તું શોચ મ કરીશ મન;
દુઃખીયુ પોતાનું પ્રીછશે, એને શું કહે છે ત્રિભુવન.
ધ્રણીયલ પાસે ધણુ ગઈ, અબળા વિમાસે વાત,
કંથ કોદંડ ચડાવવું, બેઠા થાવ અજોદ્ધા નાથ.
પૂર્વ જન્મની પ્રીતડી, તમે શેં ન સાંભળો કંથ ?
મંડપનો મહિમા વધારવા, બેઠા થાઓ ને બળવંત.

## કડવું ૪ થું

### રાગ સામેરી

બેઠા થાઓ ને બળવંત બળીયા રે, તમને ચૌદ ભુવન જોવા મળીયાં રે;
મારી પૂર્વની પ્રીત સંભારો રે, મંડપનો મહિમા વધારો રે.

સુંદરી બોલી વેણ સંભળાવે રે, ઋષિ પાસે રાઘવ આવે રે;
ગુરુ પાયે તે પ્રણામ કીધો રે, વિશ્વામિત્રે મહા વર દીધો રે.

લઘુ વેશ કે'તાં હું લાજું રે, ગુરુ કે'તાં ત્ર્યંબક હું ભાંજું રે;
જગ જોદ્ધ અખાડે પેઠો રે, જાણે શાર્દૂલ--સિંહ વછૂટયો રે.

રામ દેખી ધનુષ્ય ધ્રુજે રે, જાણે આભ મેઘ ગરજે રે;
અંગ સેવક ઠાકોર જાણે રે, એને વેદીયા બ્રાહ્મણ વખાણે રે.

જોગીએ નિરાકાર જાણ્યો રે, વેદીએ વેદ માંહી વખાણ્યા રે;
પંડિતે પૂરણ પેખ્યો રે, વૈષ્ણવે વ્યાપક દેખ્યો રે.

પંડિતને પરાણે ભાવ્યો રે, દૈતે જાણ્યું આ કાળ જ આવ્યો રે;
જેણે જેવો કરીને ગાયો રે, તેને તેવો કરી મન ભાવ્યો રે.

જાનકીજીએ જોયું નિરખી રે, ઘણું લાજી સતી મન હરખી રે;
મુખ આડો પાલવ સાહ્યો રે, જાણે ચંદ્ર ચાંદરણે છાહ્યો રે.

રામ દીઠે દિનકર લાજે રે, જાણે વિજળી આભ ઝબૂકે રે;
રઘુનાથે રોષ જણાવ્યો રે, જાણે ઐરાવત હસ્તી આવ્યો રે.

તૂટતાં બંધન કોદંડ વાજે રે, જાણે સાયરની હેલી ગાજે રે;
ત્રટકે બંધ કોદંડ ત્રૂટે રે, જાણે ગિરિવર શૃંગ વછૂટે રે.

બાથા લઈ ભુજબળ ભાવ્યો રે, રઘુનાથે ચાપ ચઢાવ્યો;
સહુ દેખતાં શત ખંડ કીધા રે, રામે જિત્યા તણા જશ લીધા રે.

## સાખી.

ત્રિકમે ત્ર્યંબક ભાંજીયું, ગઇ વિદેશે વાત;
જાનકીએ વર વાંછીયો, વર વરીયો વૈકુંઠનાથ.

રાજા જનકે વિચારીયું, મહીપત દીજે માન;
રાજા દશરથ તેડાવીએ, સઉ કુટુંબી જાન.

વિચારી પત્ર લખી, ચલાવ્યા ઋષિરાય;
અધક્ષણમાં એ આવીયા, નગર અજોદ્ધા માંહ્ય.

ઋષિ અજોદ્ધે આવીયા, ઋષિ આવ્યા સંભળાય;
મહા મોટા મુકટ ધરી કરી, બેઠા દશરથ રાય.

આવી દ્વાર ઉભા રહ્યા, દીઠો પોળ પ્રકાશ;
પ્રોઢા કોઠા કાંગરા, રત્નજડિત આવાસ.

આશીર્વાદ દઈ ઉભા રહ્યા, પત્રી આપી હાથ;
પત્રી આપી પ્રેમશું, જાન ચલાવી સાથ.

હાથેવાળો સીતા તણો, સહ્યો સારંગપાણ;
રાજા જનકે રામને, દીધું કન્યાદાન.

## કડવું ૫ મું

વરકન્યાદાન દેવાય, તે જગ સઘળામાં જણાય;
વૈકુંઠ લગી વાત વખાણી, શ્રીપતજીને મન સમાણી.

મોટા મુનિવર મહૂરત સાંધે, વિશ્વકર્મા તે ચોરી બાંધે;
બ્રહ્મા મુખથી વેદ ભણાય, ત્યાં નારદ તુંબરૂ ગાય.

રામજીને દીઠે સર્વ સુખ સોહલું, મહામંગળ વરત્યું પહેલું;
બીજે ત્રીજે મંગળ સ્નેહા, ચોથે સીતાની ચંપકવર્ણી દેહા.

સીતા રામજીના ગુણ સંભારે, મહામંગળ વરત્યાં છે ચારે;
સીતા રામજી પરણ્યાં પ્રીતે, કંસાર આરોગ્યાં રાજરીતે.

દુઃખીઆરાનાં દુઃખ જ ભાગ્યાં, માય બાપને ચરણે લાગ્યા;
ગાયત્રી સાવિત્રી વધાવે, રામજીને પોંખીને પધરાવે.

**સીતાવેલ** તે **વજીયે** વખાણી, વેલ ચઢાવી સારંગપાણી;
જે કો શીખે ગાય કર જોડી; તેને કૃપા કરે શ્રીમોરારી.

**ઈતિ સીતાવેલ સંપૂર્ણ.**[1]

---

૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં એક "સીચરા મંડપ" નામની કવિતાવાળો એક ગુટકો છે. તેની લખ્યા સાલ ૧૭૧૪ છે, તે પણ આજ પ્રસંગનું કાવ્ય હોય એમ લાગે છે. ને તે પણ પાંચ કડવામાં કાવ્ય પુરૂં થાય છે. વડોદરા સેંટ્રલ લાયબ્રેરીની પ્રતની લખ્યા સાલ ૧૭૪૨ છે. આ કાવ્યનો મુખ્ય આધાર નડિયાદની ડાહી લક્ષ્મીના સંગ્રહની પ્રત ઉપર રાખ્યો છે. 'સીચરા મંડપ' કાવ્યની છેલ્લી બે લીટીઓ આ પ્રમાણે છેઃ

"સીચરા મંડપ જેણે ગાયો રે, રામ રૂદે તેને સમાયો રે;
રામ સીતા સરખી જોડી રે, એમ કહે **વજીયો** કર જોડી રે."

# આત્મવિચારચંદ્રોદય

## પ્રબોધ પંચાશિકા

### ( રત્નેશ્વર મેઘજીકૃત )

### ભુજંગ પ્રયાત વૃત્ત

તમો કૃષ્ણ કૃષ્ણ શ્રી કૃષ્ણેતિ ભાખો,
કુસંસારના ભારને દૂર નાંખો;
સદ્ દેવ માંહે સમો ભાવ રાખો,
અસત્ય તજીને સદા સત્ય ભાખો. ૧

થયો મોહમાં મગ્ન સંસાર આખો,
વિનાશી રતિના રસો શીદ ચાખો ?
તમો માનજો મન સંસાર ખોટો,
સદા શેં ન સેવો યદુનાથ મોટો ? ૨

યથા તોયમાં[1] સદ્ય ઉઠે તરંગ,
થશે તેહનો દેખતાં માંહ્ય ભંગ;
યથા જીવને જીવવું જો વિમાસી,
પછે ટાળ સંસારની ફોક ફાંસી. ૩

યથા પદ્મના[2] પત્ર ઊપેર પાણી,
ઢળે મેલતાં માંહ્ય છે એમ પ્રાણી;
યથા પૂર્ણ પાણી ભર્યો કુંભ[3] કાચો,
તથા સદ્ય ભાગે નથી પિંડ[4] સાચો. ૪

---

૧ પાણી, જળ. ૨ કમળ. ૩ ઘડો. ૪ શરીર.

યતિ શુદ્ધ શ્રીપાત, વિરાગિ, યોગી,
કવિ શૂર દાતા ગુણી ને વિભોગી:
અરે સર્વનો નેટ[1] છે નાશ જાણો,
નથી મૃત્યુને મન કો રંક રાણો.[2] ૫

અરે ચાલવું કાલ તું શીદ સૂતો ?
અલ્યા ! માંડ માયા વિષે કાં વગૂતો ?
સદા મસ્તકે મર્ણ નીશાણ વાગે,
અલ્યા ! તોય નિદ્રા થકો શેં ન જાગે ? ૬

યથા દેડકો અર્ધ સાહ્યો ભુજંગે,[3]
પછે મક્ષિકાને[4] ગ્રહે તેજ રંગે;
તથા કાળની દાઢમાં સર્વ લોક,
રહ્યા દુઃખ દે અન્યને વ્યર્થ શોક. ૭

તમો સાર પામી મનુષ્યાવતાર,
તરો દુષ્ટ સંસાર કાં લાવો વાર ?
હવાં જાનકીનાથને શેં ન સેવો ?
જડયું રત્ન તે કાં ખુઓ હાથ મેવો ? ૮

કયમે કાગ ને કીર[5] તે હોય તુલ્ય ?
કયમે કાચ ને રત્નનું એક મૂલ્ય ?
તમે ગર્ધવોને[6] યવો કાં ચરાવો ?
કપૂરી વિષે કોદરા શીદ વાવો ? ૯

---

૧ નક્કી. ૨ પાઠાંતર—" તમે માથે સીદ ભાર જાણીને તાણો. " ૩ સાપ ૪ માંખ. ૫ પોપટ. ૬ ગધેડો.

તમે કાં કરો મ્લેચ્છને ભાળ[1] અર્ચા ?
કરો વિપ્રને વેદની શીદ ચર્ચા ?
ગજા ઉપરે કાં ભરો કાષ્ટ ભાર ?
ખરો[2] ઉપરે શીદ થાઓ સવાર ? ૧૦

તમે ભોગવ્યું આજ તે કાલ ક્યાંથી ?
જુઓ સર્વ નાશી જશે હાથમાંથી.
મળ્યો નાવ[3] ને જે નદીનો તરંગ,
ફરીને નહીં હોય તેનો જ સંગ. ૧૧

અરે સંપદા સર્વથા નાશ પામે,
કહો દ્રવ્ય સાચો તમે કોણ કામે ?
દશ કંધને રાજ્ય હતું અનંતે,
નહીં ભોગવ્યું તે થયો સદ્ય અંતે, ૧૨

યથા મર્કટે[4] કંઠમાં પુષ્પ માળા;
વળી ક્યાં ગમે અંધને સોહ્ય બાળા;
યથા છે તૃણે અગ્ર તુષાર[5] બિંદુ,
તથા દ્રવ્ય વાધે ઘટે જેમ ઇંદુ.[6] ૧૩

## શાર્દૂલવિક્રિડિત વૃત્ત

મિથ્યા કામ ને મોહ મત્સર ધરો, નિંદા કરો લોકની;
માનો ફોક કુટુંબ શોક સઘળો, મૂકી મળો કૃષ્ણને.
નિત્યે ચિત્ત વિચાર માર મનને, સંભાર શ્રી કૃષ્ણને;
તૃષ્ણા ટાળ નિહાળ નેટ ઘટમાં, શ્રી વિષ્ણુને સર્વદા ૧૪

---

૧ કપાળ. ૨ ગધેડા. ૩ હોડી, પનાઈ, નાવડી. ૪ વાંદરો. ૫ ઝાકળ. ૬ ચંદ્ર.

### ભુજંગ પ્રયાત વૃત્ત

કરી જ્ઞાન પંચાશિકા સાર ભાતે,
જયહાં વૃત્ત બાંધ્યું ભુજંગ પ્રયાતે;
જને જેહ મધ્યે મળે વિષ્ણુવેલો,
કહ્યો તેહ રત્નેશ્વરે સ્વર્ગ ર્‌હેલો. ૧૫

**ઇતિ શ્રી પ્રબોધપંચાશિકાયાં પ્રથમ સર્ગઃ**

---

## સર્ગ ૨ જો

### દ્રુતવિલંબિત વૃત્ત

વિષય ભોગવતાં સુખ જેટલું, ફરીં થશે તમને દુઃખ તેટલું,
પ્રથ કંઇ ધરો સુખ તાં હશે, પણ પછી પરિતાપ ઘણો ત્યાં થશે. ૧

હજી લગી શઠ કાં સમજ્યો નહીં ? સકળ કાળ ગયો તુજનો વહી;
અનુભવ્યું કહ સુખ શું આં રહી ? સુણ મહા દુઃખ માંહ્ય પચ્યો સહી. ૨

પ્રથમ માસ તુંને દશ જે ગયા, મુજ થકી કયમ જાએ તુંને કહ્યા;
ઉદર દુઃખ તુને યદિ[1] સાંભરે, તવ[2] તદા મન જન્મ થવા ધરે. ૩

ઉદર મધ્ય અધો વદને રહ્યો, નરક મૂત્રને શ્વાસ મુખે થયો,
મૃદુલ અંગ કૃમી કરડે ઘણું, ઉદર સૂક્ષમ છે જનની તણું. ૪

જવ લગી જનની વિટ વાસના, ઉદર ભાર ઘણો કટુ ગ્રાસ ના,
સબળ તાપ સહ્યો અગનિ તણો, ગૃભ જાળ વડે જકડયો ઘણો. ૫

નવ ખસી શકતો ક્ષણ ઠામથી, ઘણું થયું દુઃખીયો દુઃખ ધામથી
તવ કહ્યું હવ છોડવ શામજી ! નહીં હું મેલું હવે તુજ નામજી. ૬

---

૧ જો. ૨ ત્યારે.

પ્રભુજી ! મેં અપરાધ કર્યા ઘણા, ચરણ ચિત્ત સ્મર્યા નહિ તું તણા,
પ્રથમ એમ જ જો હરિ જાણતો, ધન સહુ તમ ચરણે અર્પતો, ૭

સકળ ભોગ કરી જમતો સુખે, પણ ન હોમ કરતો પરને મુખે,
સ્વજન તાં કોઈ દુર્બળ આવતો, અનુગ પાસ હું મારિ કઢાવતો. ૮

જહિ તહિ રથ અશ્વ ચઢી જતો, ધરણિમાં પદ પર્શ ન દાઝતો.
ક્ષણ ક્ષણે મુખ દરપણ આરસી, મંદ ભર્યો બકતો બહુ પારસી. ૯

ગૃહ વિષે પરિતાપ ઘણો થતો, હરિ તદા હું સરોવર ઝીલતો.
ઉદર તાપ ઘણા કયમ ભોગવું ? હરિ ભજ્યા નહીં તે ફળ ભોગવું. ૧૦

હરિ ! અહો હવે કષ્ટથી કાઢ રે, પતિતને પ્રભુ પાર પમાડ રે.
હરિ ક્ષમા કરજો મુજ વાંકને, પ્રભુજી બાંહ્ય ગ્રહો હવે રાંકને. ૧૧

ટળવળ્યો બહુ ભાત ત્યહાં યદા, જનમ કાળ થયો તનુનો તદા
જનમ કાળ કહું દુ:ખ શું કથી ? મુજને તે સહુ સાંભરતું નથી. ૧૨

## ભુજંગ પ્રયાત વૃત્ત

યથા તાર તાણે બળે સ્વર્ણકાર,[1]
તથા ગર્ભમાંથી બળે કાડયો બાર;
પછે વીસર્યો વેદના ગર્ભમાંની,
હરિભક્તિ ભૂલ્યો થયો દેહ માની. ૧૩

## દ્રુતવિલંબિત વૃત્ત

લઘુ વયે કરીં બાળક તું થયો,
અવશ ઈંદ્રિ મહા દુ:ખમાં રહ્યો;
ચરણ પંગુ તથા મુખ મૂક ત્યાં,
નરક મૂત્ર પચ્યાં દિન તે જતાં. ૧૪

---

૧ સોની, સુવર્ણકાર.

તદુપરાંત તું યાવનમાં રમ્યો;
જુવતિ ને જનનિ વચમેં દમ્યો,
અધમ કામ કર્યાં તનુ પોષવા,
ગૃહ–અધિન રહ્યો મન શોષવા. ૧૫

વિષયના સુખને ઘણું ઇચ્છતો,
ધન નિમિત્ત વિદેશ ઘણું જતો.
પર અધિન થઇ ધન લાવતો,
નિજ કુટુંબનેં તે ખવરાવતો. ૧૬

મદ ભર્યો પરનારી નિહાળતો,
નિજ શરીર સ્વરૂપ સમારતો,
નવ ભજ્યા હરિ યૌવનને મદે,
બળ પરાક્રમ ગર્વ ધર્યો હદે. ૧૭

ત્રિશત ખંડિત હાડ વડે ઘડયું,
અમિત છિદ્રિત ચર્મ વડે ઘડયું;
રુધિર માંસ મલાદિ કેરૂં ભર્યું,
તનુ તણું અભિમાન ઘણું ધર્યું.[1] ૧૮

---

૧ સ્વ. રાજ્યરત્ન સાક્ષર શેઠ શ્રી પુરૂષોત્તમ વિશ્રામ મહાવજી જે. પી. એમના સંગ્રહમાંથી આ કાવ્યની હસ્તલિખિત પ્રત મળી, તેની સાથે બૃ. કા. દે. ભાગ ત્રીજાના પૃ. ૫૫૫ મે છપાયેલા આ કાવ્યનું પાઠાંતર મેળવી જોતાં કંઈક ફેરફાર જણાયો, તેથી અહિં તે પ્રસિદ્ધ કર્યું છે.

આ વૈરાગ્યપૂર્ણ કાવ્યના બીજા તરંગોમાં અતિ ઉગ્ર વૈરાગ્ય હોવાથી સંસાર જ ચલાવવામાં નવ યુવકોને ખલેલ પડે તેવું ધારી, એ તરંગોને પાણીમાં બોળી નાશ કર્યો કહેવાય છે.

# સભા પર્વ

## કવિ નાકરકૃત

### કડવું ૧ રાગ કેદારો:

ઉમિયા-શિવનંદન ગુણ વર્ણવું, પ્રણમૂં દુંદાલ દેવ,
જેહ તણો પરિવાર પનોતો, સુર, નર મુનિ કરે સેવ.

સિદ્ધ બુદ્ધ શ્રી, લક્ષ લાભ તન, મનકામના વધુ જેને,
ગજવદન, મોદિક અતિ વલ્લભ, કરૂં પ્રણામ હું તેને.

સુંઢાળો સન્મુખ તું સ્વામી! જેને થયો પ્રસન્ન,
મનવાંચ્છિત ફળ આપ્યું તેને, પૂર્યા મનોરથ મન.

એક દંત ઉજ્જ્વળ મુખ ઝળકે, ઢળકે કુંડળ કર્ણ,
તે નર ભવજળ પાર ઊતર્યા જે, આવ્યા ગણપતિશરણ.

વિઘ્નહરણ, અવિરલ મત દાતા, ગુણનિધાન જશવંત,
ભાવ મનોરથ કરે પરિપૂરણ, ચૂરણ દુરમતિ ચંત.

કમળભૂ[1]તનયા ગુણ સ્તવીએ, હંસવાહિની માત,
વીણા પુસ્તક પાણધારણી, વાણી વેદવિખ્યાત.

આદ્ય કુમારી સ્મરણ માત્રે, મૂજ મંદ રુદે નિવાસ,
બાહ્ય આભ્યંતર[2] કળીમલ[3] કાપી, આપો બુદ્ધપ્રકાશ.

રૂપ કળા ગુણ લક્ષણ પૂરણ, ષોડશ[4] તન શૃંગાર,
પાયે નેપૂર ઝંકારવ કિંકિણી, કટી મેખલા રણકાર.

---

૧ કમળથી ઉત્પન્ન થયેલી બ્રહ્માની પુત્રી સરસ્વતિ.

૨ અભિ + અંતર=અંદર, માંહ્ય. ૩ કલિ+મલ=કલિયુગમાં થયેલાં પાપ. ૪ સોળ.

સ્તુતિ કરતા કવિ પંડિત કીધા, કાંઈ ન જાણતા મર્મ,
ત્યેમ મુજને કરૂણા કરી માતા! આપ અખિલ મતિ ધર્મ.

શ્રી ગુરૂચરણે પ્રણામ કરી, ધરૂં [1]રામચંદ્રનું ધ્યાન,
નામ માત્ર ભવબંધન કાપે, આપે નિર્મળ જ્ઞાન.

ભૂમિ તણા જે જંગમ દેવતા, તેને પૂજી લાગૂં પાય,
જેનાં વાયક રૂપિયાં તીર્થોદકે,[2] કવિજન નિર્મળ થાય.

વૈષ્ણવ જન વ્હાલા અતિ મૂજને, અહોનિશ[3] હરિગુણ ગાય,
જેની સંગતે અબુધ[4] શઠ, મહા પાપી પાવન થાય.

કવિજન કેરી ચરણે રેણુ, તે વંદી મસ્તક ધરીએ,
દીન દાસ દામણો જાણીને, મુજને અનુગ્રહ કરીએ.

આગે માનુભાવ[5] કવિ જન મોટા, મેરૂ મહા સિંધુ સરખા,
જેની નિર્મળ વાણી સુણતાં, અલ્પ મતિ મન ધરતા.

વામન કલ્પતરૂ ફળ વાંછે, અપંગ ગિરિ આરૂઢ,
નિર્ધન ચિંતામણિને ઇચ્છે, કીડી મુખ કોહેળું પ્રૌઢ.

હંસગત વાંછે પૂજનિકા, કેસરી સિંહ શૃંગાલ,
દિનકર[6] જમલો તગે જેમ આગીયો, દીસે આળ પંપાળ.

ક્યાં અવર દેવ સહુ બીજા? ક્યાં સેનાપતિ રઘુનાથ?
ભવસાગર મધ્ય નામના વરે, તારણ દેવ વિખ્યાત.

તેમ હું મૂર્ખ પુરૂષ બુદ્ધવિહોણો,[7] પ્રૌઢ રચૂં પરપંચ,
હરિગુણ સાગર અગાધ રસ ભરી સમસ્યા માત્ર એક ચંચ.

---

૧ રામચંદ્ર—સીતાપતિ; વખતે કવિના ગુરૂનું નામ પણ હોય. ૨ તીર્થ+ઉદક=પાણી=તીર્થનું પવિત્ર પાણી. ૩ રાતદહાડો. ૪ બુદ્ધિ વગરના. ૫ મોટા. ૬ સૂર્ય. ૭ વિનાનો.

માનુભાવ કો ખોડ મ દેશો, દીનવચન મુખ દાખે,
બાલક થકો જે માતપિતાને, જે બોલે તે સાંખે.
ગણપતિ, સરસ્વતિ, ગુરૂ ઇષ્ટ વિપ્ર રે, વૈષ્ણવ ને કવિજન,
તેહ તણી કૃપા મુજ ઉપર હરિગુણ કેહેવા મન.
શ્રી કૃષ્ણજીએ પાંડવ પ્રતિપાળ્યા, નિજ સેવક મન જાણી,
પાંચ તણી જ્યાં કથા હોય ત્યાં, છઠ્ઠા સારંગપાણી.
પાંડુ તણો સુત અર્જુન રાજા, અર્જુનનો અભિમન,
તેહ તણો સુત પરિક્ષિત રાજા, જનમેજય રાજન.
હસ્તીનાપુર ગંગાતટ પાવન, વૈશંપાયન આવ્યા,
જનમેજય રાયે પ્રણામ કરી, ઋષિ ભક્તિ ભલુ મનાવ્યા.

---

## કડવું ૨ જું–રાગ કેદારો

અર્ઘપાદ્ય પૂજા કરી, ઋષિ પ્રત્યે વાણી ઊચરી,
મન ધરી રાય જનમેય પ્રશ્ન કરે રે.

### ઢાળ

રાય જનમેજય પ્રશ્ન કરિ છિ, સૂણો વૈશંપાયન મુન્ય,
અમ કુળ તો કૃતારથ કીધૂં, માહારૂં પોતે પુન્ય.
અઢાર પર્વ શ્રી મહાભારતનાં, કૃષ્ણ દ્વૈપાયને કીધાં,
પ્રાચીને ઉપકંઠે બેસી, વ્યાસે જે શીખવિયાં.
વેદ મધ્યેથી પ્રકટ પાંચમો, ઇતિહાસ કિહિવાય,
જેમાં પાંચ રત્ન ને ચાર પદારથ, સાંભળતાં અઘ[1] જાય.

---

1 પાપ

યજ્ઞ તણી મીસે હત્યા બેઠી, બ્રાહ્મણની તન મારે,
તે માટે ભયભીત થયો છૂં, તમ વિણ કોણ ઉગારે.

વેદવ્યાસે વાર્યો હતો, કળિયુગ જાગ ન કીજે,
તરૂણ બંભ[1] વરાવ્યા મેં, પાપી, દોષકર્મને દીજે.

દીન જાણીને દયા કરો ઋષિજી! તહ્મો ભલે પધાર્યા,
સવા લાખ ભારત સંભળાવી, બૂડતાં પાર ઉતાર્યા.

ભારતનું એક પદ સાંભળે, રેવાનું[2] દર્શન,
કૃષ્ણ તણા તે સ્મરણ માત્રે, પાપી થાય પાવન.

પ્રથમ આદિ પર્વ અતિ સુંદર, વંશાઓલી[3] વિસ્તાર,
સૂર્યવંશી ને સોમવંશી,[4] રાય તણો નહીં પાર.

જિતા કુળ મહા ભડ જેણે, ભારત નામ ધરાવ્યું,
સોમવંશ તે ધન્ય અહ્મારુ, જે કૃત ભૂધર મન ભાવ્યું.

અગ્નિ તણે મુખ બળતો રાખ્યો, મય દાનવ જેનું નામ,
યજ્ઞપુરૂષના મુખથી નાઠો, કૃષ્ણ મારતા ઠામ.

તેણે સ્મરણ કર્યું અર્જુનનું, હરિ ચક્ર થકી ઉગાર્યો,
યજ્ઞપુરૂષનું અજીર્ણ ભાગ્યું, ઇંદ્રપ્રસ્થ પધાર્યો.

મય દાનવે બહુ રચના કીધી, સભા તણી વિશાળ,
ઇંદ્રાસન બ્રહ્માસન સરખું, રૂદ્ર તણું કૈલાસ.

મહા મનોહર સભા સાંભળી, ઋષિ નારદ જોવા આવ્યા,
તે દેખી મન થયું પરસન્ન, પાંડવ ભલા ભાવ્યા.

---

૧ બ્રાહ્મણ. ૨ નર્મદા: "ગંગા સ્નાને ને રેવા પાને." ૩ વંશાવલી.
૪ ચંદ્રવંશી.

પાંચે વીરે પ્રદક્ષિણા કીધી, ચર્ણોદક[1] શિર ધરિયાં,
નારદજી! તહ્મો ભલે પધાર્યા, અર્ધપાદ્ય રાય કરિયાં.

સ્વામી ! સઘળે ગમ તહ્મારી, સ્વર્ગ મૃત્યુ પાતાલ,
આવી સભા કહીં નયણે નિરખી, કહોજી મુજ કૃપાલ.

વચન સૂણી નારદ એમ બોલ્યા, સૂણો યુધિષ્ઠિર રાય !
સકળ સભા મેં નયણે નિરખો, સાંભળ કહું મહિમાય.

વૈકુંઠ ને બ્રહ્માસન સરખું, રૂદ્ર તણું કૈલાસ.
ઇન્દ્ર ચન્દ્ર રવિ–ધર્મસભા જોઈ, ત્યાં તમ કુળનો નિવાસ.

શેષ નાગની સભા જોઈ ત્યાં, મણિમય રચના કહેવાણી,
(પણ) આ સભા સમ તુલ્ય ન આવે, મારી દષ્ટ[2] ભરાણી.

વળતા ધર્મ વદે મુખ વાણી, અમ પિતૃ જ યમપુર માંહ્ય,
તો જીવતવ્ય[3] તે ધિક્ અહ્મારૂં, સ્વામી ! ત્યાંથી કેમ મૂકાય ?

કહે નારદ પિતાને પૂછો, તમ સુતને શું કહીએ,
(એક) રાજસૂય જો યજ્ઞ કરો તો, હરિ શરણાગત જઇએ.

રાજસૂયની રચના જોવા, સુર નર મુનિ જન આવે,
દ્વારકાથી કૃષ્ણ પધારે તો, અપાર રૂડું ભાવે.

એમ કહી ઋષિ નારદ વળિયા, પામ્યા અંતરધ્યાન,
વશંપાયન એણી પેરે બોલ્યા, સુણ જનમેજય રાજન !

સ્મરણ માત્રે પાંડવ કને આવ્યા, રાજસૂય યજ્ઞ કરાવ્યા,
ભીમ, અર્જુન નકુલ ને સહદેવ, દશે દિશા જિતી આવ્યા.

કાર્ય તો પરિપૂર્ણ કીધું, શ્રી કૃષ્ણ તણે પ્રતાપ,
તે પાંડવ કહો કિમ દુઃખ પામ્યા ? કોણ ઉપન્યૂં પાપ ?

---

૧ ચર્ણક+ઉદક–પગનું પૂજન કરેલું પાણી. ૨ નજર, દૃષ્ટિ. ૩ જીંદગી.

## કડવું ૩ જું–રાગ કેદારો

રાય જનમેજય પ્રશ્ન કરે, પ્રેમ વચન ઋષિ મન ધરે,
ઉચરે મોટો મહીપત વાણી રે.

### ઢાળ

મહીપત મોટો વાણી ઉચરે, સ્વામી ! પાંડવ કિમ્ દુઃખ પામ્યા?
બાર વરસ વન કષ્ટ ભોગવ્યું, તે દુઃખ કેહી પેર વામ્યા ?
નિશાચર્યા[1] વર્ષ એક રહ્યા, કિમ્ પાંચ ભડ મહા પ્રૌઢ ?
જેનાં પરાક્રમ સુર નર જાણે, થઈ રહીએ દિગ્મૂઢ.
જેને પાસું પરિબ્રહ્મ કેરૂં, મોટો મિત્ર મુકુંદ,
તને કષ્ટ કશાં રે સ્વામી ? પૂરણ પ્રેમાનંદ.
એ સંદેહ મારા મન કેરો, તમ ટાલી[2] કોણ ભાંજે,
તે કથા મુજને કહો વિસ્તારી, સુણી સેવક મન ગાંજે.
રાય તણાં વિનય વાયક સૂણીને, હર્ખ્યો ઋષિ તેણી વાર.
ધન્ય ધન્ય રે પરીક્ષિતના કુંવર, સફળ તુંજ અવતાર.
વૈશંપાયન કહે સુણો રાજા ! કથા તણો વિસ્તાર.
પાંડવ ઉપર પ્રભુ દુહુવાણો,[3] તે સભા પર્વ મોઝાર.
રાજસૂયની રચના જોવા, સુરનર મુનિ જન આવ્યા.
દ્વારકાથી કૃષ્ણ પધારયા, અપાર રૂડું ભાવ્યા.
અનેક દેશ તણા જે મહીપતિ, અનેક ધન તે લાવ્યા.
ધૃતરાષ્ટરને હસ્તિનાપુરથી, પાંડવ તેડી આવ્યા.

---

૧ ગુપ્ત, છાના. ૨ વિનાના અર્થમાં. ૩ દુભાયા, રીસાયા.

સાથે ભીષ્મ ને કર્ણ, દુર્યોધન, શકુની, દુઃશાસન,
દ્રોણ, કૃપા ઋષિ અશ્વત્થામા, અવર બહુ રાજન.
ગાંધારી શત[1] પુત્ર સંગાતે, સ્ત્રીજન સહુ વધુ[2] નાર,
ઇન્દ્રપ્રસ્થમાં જઈ ઊતરિયાં, કૌરવનો પરિવાર,
ભાવે ભક્તિ કરી ભાઇઓની, ભોજન ભલાં કરાવ્યાં.
મણિ માણિક કોઠાર, કર્ણપે, દુર્યોધન હાથ અર્ચાવ્યાં.
દ્વારકાંથી કૃષ્ણ પધારયા, છપ્પન ક્રોડ કુળ સાથે.
સેવક કાજ કર્યું પરિપૂરણ, સ્વામી વૈકુંઠનાથે.
કાર્ય તો પરિપૂર્ણ કરીને, પોઢયા વૈકુંઠરાય,
અર્જુન હરિના પાગ તલાંસે, સહદેવ નાંખે વાય.
ભીમ ભલી પેર ભક્તિ કરે ને, નકુલ નિરખે વદન,
રાય યુધિષ્ઠિર સન્મુખ બેઠા, સ્તુતિ કરે અનુદિન.
કુંતા, યશોદા, માત દેવકી, પંચાલી પટરાણી,
યદુ પરિવાર સહિત શ્રી લક્ષ્મી, સાથે સારંગપાણી.[3]
તેણે સમે અર્જુન કહી ઉઠયા, એક સંદેહ શ્રી ગોવિંદ !
રામ અવતાર તણું જે કારણ, પૂછું પરમાનંદ !
રાવણવધ કારણ રઘુનાથે, સાયર પાજ બંધાવી;
ધનુર્વિદ્યા શું ત્યારે નહોતી ? કે વિશ્વામિત્રે સધાવી.
મૂજ સરખો કો સેવક નહોતો, રામચંદ્રની સાથ,
બાણ તણી જે પાજ બંધાવત, દલત દુષ્ટ દલ હાથ.

---

૧ સો. ૨ વહુ. ૩ સારંગ+પાણ+ઇ ( જેના હાથમાં સારંગ નામનું ધનુષ
છે એવા શ્રીકૃષ્ણ મહારાજ. )

વળી એક પ્રશ્ન કહું તમને, અમ સરખો કો દાસ,
પાંચે આપ સમર્પણ કરીને, સંતોખ્યા અવિનાશ.
અતિ અભિમાન કર્યું અર્જુને, દુહુવ્યા દીનદયાળ,
વચન વિચિત્ર કહ્યાં શ્રી કૃષ્ણને, ક્રોધ થયો મહાકાળ.
ના રે ભાઈ રામચંદ્રને કાંહાંથો, તુજ સરખો ભડ જન,
જળ મધ્યે પાષાણ[1] જ તારયા, જોને વિચારી મન.
ધનુર્વિદ્યા જો નો'તી ત્યહીં તો, રાક્ષસ અનેક કિમ્ મારૂયા ?
એકો બાણે ચૌદ સહસ્ત્ર ભડ, વેંધી નર્ક નિવારૂયા.
ત્યારે તુજ સરખો ભડ કાંહાંથો, અવનિચક્ર મોઝાર,
તે તુજને દૃષ્ટાંત દેખાડેશ, સેવક જન સાધાર.
એમ કહીને નિદ્રા કીધી, અંતરશું અવિલોક,
તે કારણ જનમેજય રાજા, પાંડવ પામ્યા શોક.
પણ કૃષ્ણજીએ ઉગારી લીધા, નિજ સેવક મન જાણી,
તે કથા તુહ્નને કહું વિસ્તારી સૂણો ભૂપત સાચ વાણી.
રાજસૂય યજ્ઞ પૂરણ કીધો, કૌરવ દળ વોલાવ્યાં,
દ્વારાવતી શ્રી કૃષ્ણ પધારયા, વિનય કરી ચલાવ્યાં.

---

## કડવું ૪ થું—રાગ કેદારો

વળાવી પાંડવ વળ્યા, માત કુંતાને આવી મળ્યા,
આપણો યજ્ઞ પરિપૂર્ણ હવો રે,

[1] પત્થર.

## ઢાળ

પરિપૂર્ણ કીધો પરિગ્રહે, પાંડુ પિતા ઉદ્ધરિયા,
સકળ સહુકો સુખ પામ્યા, હર્ષ ધરી પરવરિયા.

ધૃતરાષ્ટ્રને વળાવી પાછો, વળ્યો દુર્યોધન,
સભા સર્વ જોવાની ઇચ્છા, (પણ) નવિ કહે મુખ વચન.

અર્જુને અતિ રૂડું માન્યું, ભલે પધારયા ભ્રાત,
કૃતારથ તો અમ્હો કીધા, હર્ખ્યો સઘળો સાથ.

એકે પંગત બેસારી પીરસ્યૂં, કુંતાએ તેણી વાર,
આરોગીને જોવા આવ્યા, સભામંડપ મોઝાર.

અનેક વિચિત્ર દેખી બહુ પેરનાં દુઃશાસન ભડ સાથ,
પાંચ મણિ પીરોજ્ન જડિયા, ઝળકે રત્ન બહુ ભાત.

સ્ફટિક મણિ ને સૂર્યકાન્ત રે, ચંદ્રકાન્તની રચના,
હયશાળા માતા મદઝરતા, ખુરાસાની અશ્વ[1] કચ્છના.

મકરાણી[2] માતા બહુ હૂકે, ઝૂકે વૃષભ અનેક,
એવાં કૌતક અનેક જોતા, કયમે ન પામે છેક.

અનેક વન ફળ સબળાં દેખી, કૂપ સરોવર વાપી,[3],
તે આગળ મંદિરની રચના, ઇન્દ્રપૂરી ભૂ[4] થાપી.

તે મધ્યે ચાલ્યો દુર્યોધન, જોવા લીલા વિલાસ,
પદ્મરાગની બધે પાટડી, ઊર્ધ્વ ભોમ આકાશ.

કનક તણી પટશાળા પહોળી, મણિમય ભોમ પૂરાણી,
ગોખ જાળિયાં જડીત ઝવેરે, મોતી ચોક પૂરાણી.

---

૧ ઘોડા. ૨ મકરાણના, બલુચીસ્તાનનો એક ભાગ છે. ૩ વાવ. " જેઓ વ્યંજન કૂપ વાપી સ્વરને છોટી વયે જાણતા " ( કેશવકૃતિ ) ૪ પૃથ્વી.

સ્થળ સ્થાનક તાં જળ દીસે, માંહી, સ્થાનક જળ વિશાળ,
તે દેખી રાજા મોહ પામ્યો, જોયાં મંદિર રસાળ.

પવનપ્રહારે કમળ મધ્ય ઝળકે, બોલે હંસ ચકોર,
ચંડોલ પંખી સારસ કોકીલ, બહુ ચાતક ને મોર.

ભ્રમ થયો ભૂપત તે દેખી, ચાલ્યો તેહ મોઝાર,
મન જળ જાણી વસ્ત્ર ગ્રહ્યાં, કરે નીર, નહીં તે હાર.

જળ મહાનિધિ સ્થળ તાં દીઠું, રાયે જાણ્યું કર્તવ્ય એહ,
નિર્ભે થકો ભડ પડયો પાણીમાં, ભીંજ્યો સઘળો દેહ.

બારશાખ પ્રતિબિંબ પ્રકાશે, ભીંત ભણી રાય ભૂલ્યો,
આક્રમ પડે શિર ઠબકાણું, તમ્મર ખાઇને ડૂલ્યો.

તે દેખી પાંડવ અતિ હસિયા, ધસિયા ભીમ ભડ ભ્રાત,
દુર્યોધન દુઃશાસન બેહુ, બંધવ સાહ્યા હાથ.

રાજસભા મધ્યે લેઈ આવ્યા, વસ્ત્ર બીજાં પહેરાવ્યાં,
દુર્યોધનને વાગ્યું સાંભળી, કુંતા દ્રૌપદી આવ્યાં.

અર્જુન કહે છે સુણો દુર્યોધન ! કહાવો ચતુરસુજાણ,
મન જળ જાણી વસ્ત્ર ગ્રહ્યાં ને શિર ઠબકાણું પાંહાણ[1].

ભરી સભા માંહાં ભડ હસિયા, અંધ તણો અંધ જાણો,
સભા હસતાં હસી દ્રૌપદી, ભૂપત કોપ ભરાણો.

માથે ભમર ચઢાવી બેઠો, હાથ ઘસે શીસ હાલે,
શું કરૂં જો સર્વ સાથ જ એનો, મારૂં કાંઈ નવ્ય ચાલે.

---

૧ પથરા.

હવડાં હસ્તીનાપુર જઈ હાંકું, કટક મારૂં શૂર,
ઇન્દ્રપ્રસ્થ માંહિ હરણ જ વાસું, કરૂં પાંડવને ચૂર.
એમ જાણીને વળિયા રાજા, હસ્તીનાપુર, ભણી જાય,
શકુની મામો સન્મુખ મળિયો, બેઠા મંત્ર રચાય.
હાથે હણ્યૂં હૈયું પોતાનું મુખે મૂકે નિઃશ્વાસ,
વેરીના રિધ નયણે નિરખી, રવિ રાહુ ઇંદુ[1] પ્રકાશ.
ઇંદ્રપ્રસ્થના રચના જોતાં, હઇડે દુઃખ અપાર,
વળી પાંડવ પાંચાલી હસિયાં, કહીને અંધકુમાર.
મેં જાણ્યૂં હું પ્રાણ જ કાઢું, કે પાંડવને મારૂં ઠામ,
પણ પોહોચ્યો પાંચે કરી સબળો, એક તણું નહીં કામ.

---

## કડવું ૫ મું—રાગ કેદારો

દુર્યોધન ભડ એમ કહે, તે મારા તનને દહે.
કેમ સહે પ્રહાર સિંહ શિયાલ તણા એ.

### ઢાળ

શિયાલ તણા પ્રહાર કિમ ખમૂં ? જો સિંહ કહાવૂં નામ,
કૌરવ કટક દળ અતિ સપરાણૂં, ભાંજૂં પાંડવ ઠામ.
કહે શકુની પેહલાં શે ન કીધૂં ? પસરતાં વધે વેલ,
મૂળ થકી નિકંદન એને, એમ કહી નિસાસો મેલ.
હવે પાંડવ પ્રત્યે નહીં ચાલે, એમનો સબળો સાથ,
ભડતાં વીર કયમે નવિ ભાજે, સાથે વૈકુંઠનાથ.

---

૧ ચંદ્ર.

તો શું કરવું કહો મામાજી! હું મંદમતિ અજાણ,
જો મારૂં કાંઇ કામ ન થાય તો, નિશ્ચે કાઢું પ્રાણ.

દીન વચન કહ્યાં દુર્યોધન, સુણી શકુની ભડ ખીજ્યો,
દ્યુત રમાડી પાંડવ, વન કાઢૂં, સૂણી તત ખેવ ભડ રીજ્યો.

પાસા પાણ[1] કહ્યું કરે મારૂં, અસત્ય બોલી હું જાણૂં
જો પાસા પડે પાંડવના, તો તારા કરી વખાણું.

કારણ કહૂં રાય એક તુજને, જે આપણ તાં ન જવાય,
ધૃતરાષ્ટ્ર પિતાને કહીને, તેડાવો, એક યુધિષ્ઠિર રાય.
પાંચે પાંડવ આંહાં આવે તો, જે કીજે તે છાજે,
હરાવી વનવાસ મોકલીએ, જેમ દાઝ આપણી ભાજે.
એવો મંત્ર રચી જણ ત્રણ્યે, કર્ણ તણે ઘેર આવ્યા,
સઘળી વાત પેરે પેરે પ્રીછવી, વિનય કરી બોલાવ્યા.
ચાર એક થઈ ત્યાં ચાલ્યા, જાંહાં બેઠો રાજન,
ધૃતરાષ્ટ્રની પાસે બેસી, રોયો દુર્યોધન.
ડસકાં ભરતો પુત્ર સાંભળી, પૂછ્યા જણ તાં ત્રણ,
શકુની દુશાસન કરે વારતા, કેહેવા લાગે કર્ણ.
પાછલ રહી પાંડવ સ્થિત જોતાં, હસિયાં નર ને નારી,
કૌરવદલ દ્રુમ[2] છેદનકારણ, પાંડવ લોહ[3] કટારી.
પાણી પેહેલી પાજ બાંધીએ, જેમ વાધે નહીં વેલ,[4]
ઉગતી જડ પ્રથમ છેદીએ, એમ કહી નિશાસો મેહેલ.

---

૧ હાથ. ૨ ઝાડ, વૃક્ષ, ૩ લોહું. ૪ ઝેરનો વેલો.

વળતો અંધ વદે મુખ વાણી, એ યુદ્ધે જિત્યા નવિ જાય,
કાંઈ કરી પાંડવ કરો પ્રાજે, જેમ દુર્યોધન સુખ થાય.

સૂણી વચન પુત્ર પિતાનાં, હર્ખ્યો મન રાજન,
શકુની ભેદ જાણે પાસાનો, માને મારૂં મન,

પાંડવને તહ્યો આંહાં તેડાવો, વિદુર મોકલો તાત,
સભા વચ્ચે મહા દ્યુત હરાવું ચાલે વન વિખ્યાત.

દુષ્ટ ચતુષ્ટય[1] મળી કરી વારતા, એટલે ભીષ્મ તાં આવ્યા,
સાથે દ્રોણ ને અશ્વત્થામા, કૃપાચાર્ય બોલાવ્યા.

ભરી સભા માંહિ ભૂંકી ઉઠયો, દુર્યોધન ભૂપાલ,
વિદુર પ્રધાનને વેગે તેડાવો, વલ્લભ દીનદયાળ.

સકળ સભાને કરૂં વીનતિ, જો સહુ કોને મન ભાવે,
કાકાને કહો ઇન્દ્રપ્રસ્થ જઈ, પાંડવને તેડી આવે.

ભીષ્મ દ્રોણ કૃપ એમ બોલ્યા, અશ્વત્થામા જેહ,
પાંડવને શેં કાજ તેડાવો, અમને કહોની તેહ.

કહે દુર્યોધન પિતામહ સૂણો, સ્થિતિ પાંડવની જોય,
વેરીનું દલ થયું સપરાણું, યુદ્ધ ન જિતે કોય.

હા ભાઈ ! તમો કહ્યું તે સુધું, મોટાશું પણ[2] ન થાય,
એક ભીમ મહા ભડ બળિયો, કૌરવ દળને ખાય.

શા માટે ઉવેખો એને ? નચિંત કરોને રાજ,
સુતા સાપ તણે મુખ કર ઘાલીને, મરશો ફોકટ કાજ.

---

૧ ચાર. ૨ વાદ.

રાય કહે મેં રચના કીધી, શકુની રમશે દ્યુત,
હરાવી વનવાસ મોકલું, પાંડુ તણા તે પુત્ર.
રથ આણીને વિદુર ચલાવ્યા, કહેતા ગયા મુખ વાત,
કૌરવ કુળ નિકંદન કીધું, રૂઠયા વૈકુંઠનાથ.

---

## કડવું ૬ ઠ્ઠું—રાગ કેદારો

વિદુર ભક્ત તાં સંચરે, ઇંદ્રપ્રસ્થ ભણી પરવરે,
રાય કરે રચના બહુ સભા તણી રે.

### ઢાળ

સભા તણી રાયે માંડી રચના, વિશ્વકર્મા તેડાવ્યા,
સામગ્રી સર્વ મંડપ કેરી, શકુની દુઃશાસન લાવ્યા.
જેવી રચના મય દાનવે કીધી, તે રચના કિમ થાય ?
ધલહલ પાશે જેમ ઘડૂં ઘોલાઉ[1](?)એણી પિરિ સભા રચાય.
મણિમય સ્થંભ રચ્યા અતિ પ્રૌઢા, કર્તવ્ય ભોમ કરાવી,
હયશાળા ગજશાળા પોહોળી, ચિત્રશાળા આલેખાવી.
કૂપ સરોવર વાડી વાપી, વનફળ પંખી જાત,
આકાશ પ્રમાણે ભુવન નીપાયાં[2] ભોમ નવલી ભાત.
રાજસભાની રચના રૂડી, આસન ભલાં કરાવ્યાં,
દુર્યોધનની સભા મધ્યે તાં, મોટા મહીપતિ આવ્યા.

---

૧ આ લીટીનો અર્થ સમજાયો નથી. કદાચ આવો અર્થ થાયઃ ધવલ-હર—ઝળહળતા ચન્દ્રપ્રકાશની પાસે ઘડો ધોળીને મૂકયો હોય અને તે જેમ એમાં ઢંકાઈ જાય તેમ. ૨ નીપજાવ્યાં, કરાવ્યાં.

દ્યુતશાળા કરી અતિ સુંદર, મણિમય પાટ ઘડાવી,
પાંચ તણા (?) પાસા ચીતરાવી, રમતા રંગ ચઢાવી.

તે રચના જવ[1] થઈ પરિપૂરણ, દુર્યોધન ભડ જોય,
રાય તણે મન વલ્લભ દીસે, અમરતણાં મન મોહ્ય.

જે જુએ રાય તણી સભા, તે થાય રળીયાત,
તેને રાય બહુ દાન જ આપે, જેમ થાય વિખ્યાત.

વળી નિત્યે રાય સભા પુરી બેસે, સકળ કરી શૃંગાર,
એટલે વિદુર જઇને પોહોંત્યા, ઇન્દ્રપ્રસ્થ મોઝાર.

હૈયું ભીડી મળ્યા ભત્રીજા, મંદિર માંહી પધરાવ્યા,
કુશળ વારતા કુંતા પૂછે, ભાવે ભોજન કરાવ્યાં.

સેજે સૂતાં વાત નીકળી, કહ્યું સભા દુર્યોધને કીધી,
દ્યુતક્રીડા રમવા તેડયા છે, શીખ સભા માંહિ દીધી.

ભીષ્મ દ્રોણ કૃપ સર્વે વાર્યા, કહ્યૂં કોનું નવિ કીધૂં,
"વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઇ, અંધને દૂષણ દીધૂં.

વાત સાંભળી રથ જોતરી, બેઠા પાંચે વીર,
કુંતા દ્રૌપદી સાથે તેડયાં, સ્મર્યાં યાદવ વીર.

વેગે કરી હસ્તીનાપુર આવ્યા, વિદુર સંગાતે તેડી,
રાય આંગણે જઈ ઉતરિયા, પવન પિહિલો રથ ખેડી.

ધૃતરાષ્ટ્રને પગે લાગ્યા, દુર્યોધનને મળિયા,
પંચ શત ભ્રાત એકઠા, હસી વીર વલકળીયા.

---

૧ જ્યારે.

ભીષ્મ પિતાને પાગે લાગ્યા, ગુરૂને દંડવત કીધું,
કર્ણ શકુની દુઃશાસનને, પ્રેમે આલિંગન દીધું.

ગાંધારી કુંતાને મળિયાં, પાંચાલી પાય લાગી,
અવર વધુ જન દેઈ આલિંગન, હસી લાજ તે ભાગી.

અનેક ભક્ષ્ય ભોજન ભૂપતને, નાના વિધિ પકવાન
ઉપર વસ્ત્ર અનુપમ આપી, સંતોષ્યા દેઈ માન.

રાતે કુટુંબ મળી સર્વે એઠું, પ્રેમવારતા કીધી,
ગાંધારી કહે મુજ સુત ગિલિલો, ભીમને ભાળવણ દીધી.

પ્રાતુસ્કાળ સભા માંહિ આવ્યા દુર્યોધન ભૂપાળ,
શત ભ્રાત સુભટ સંઘાતે, આયુધ સેન્યા સંભાળ.

પાયક[1] પોતાના મોકલિયા યોદ્ધ તણા ઘરબારે,
આયુધ ટોપ કવચ તુરી[2] ચઢિયા, આવ્યા સભા મોઝાર.

ઠામઠામથી ચઢયા તુરંગી, મદઝરતા માતંગ,
ઝવેરિ પાખર ગજઘંટા ધમંક, નમે નરમન રંગ.

ભીષ્મ દ્રોણ ને કર્ણ દુશાસન, શકુની સબળો જોધ,
કૃપાચાર્ય ને અશ્વત્થામા, યોદ્ધ બાહૂલીક તેહ.

સભા મધ્ય ભડ રહ્યા તરવરી, યોદ્ધ જાણે મહા પ્રૌઢ,
ગડે નીશાણ ગિરિશું વાજે, વિદુર થયા દિગમૂઢ.

ધૃતરાષ્ટ્ર સભામાં બેઠા, પાછળ રાણારાણ,
તેણિ સમે પાંડવ તાં આવ્યા, (જાણે) નિશાએ પ્રકટયો ભાણ.[3]

---

૧ સિપાઇ. ૨ ઘોડા. ૩ સૂર્ય.

સવ્ય અપસવ્ય[1] તે ભાથા બીડયા, કવચ ટોપ શિર સજ્યા,
જેમ ગજયૂથ ઉપર ધસે કેસરી,[2] તેમ શૂર સભામાં ભજ્યા.
સ્મરણ કરે શ્રી સારંગધરનું મધ્ય સભા વિચ આવ્યા,
સમસ્ત મહીપતિ થયા તવ બેઠા, મળી નર ભલૂં મનાવ્યા.

---

## કડવું ૭ મું—રાગ કેદારો

પાંચે વીર તાં પરવરે, દોહો દિશે દલને દષ્ટે ધરે,
યુદ્ધ કરે તો આપણ કયમ ન જિતીએ એ?

### ઢાળ.

યુદ્ધ કરે તો કયમે ન જિતીએ? એમ કહે બીમ અર્જુન,
કૌરવ કાળ દળ અર્ણવ[3] વિચ પડિયા, રાખો જગજીવન.
સ્મરણ કરે શ્રી સારંગધરનૂં, મધ્ય સભા વિચ આવ્યા,
સમસ્ત મહીપત થયા તવ બેઠા, નમી નર ભલૂં મનાવ્યા.
અર્ઘ્ય આસન આપીને અર્ચ્યા, ભડ સહુ સામૂં જોય,
આ પાંચે કર ધરે આયુધ, તાં ઉભો ન રહે કોય.
પાંડવને સર્વ સભા દેખાડી, જોઈ થયા રળીયાત,
પ્રીત કરી દુર્યોધને કાહાડી, દ્યુતક્રીડાની વાત.
લો, આપણ રમીએ રે ભાઈ! રમ્યશાળા માંહ બેઠા,
ત્યારે બીમ અર્જુન નકુલ ને સહદેવ, ધર્મ ચિંતામાં પેઠા.

---

૧ ડાબ ડાબા જમણી. ૫ સિંહ. ૬ સમુદ્ર.

રાય યુધિષ્ઠિર કહે દુર્યોધન, દ્યૂતક્રીડા વિકર્મ,[1]
**પરનારીસંગ, પશૂવધ કરે તે, મહંત તણું નહીં કર્મ.**
વળતા દુર્યોધન એમ બોલ્યા, સત્ય કહૂં ધર્મરાય,
દ્યૂત અખાડો ધર્મ ક્ષત્રીનો, આનંદે દિન જાય.

વળતૂં વચન રાજા તવ બોલ્યા, કોણે ન રાખ્યા વારી,
અર્જુનના અભિમાન જ માટે, થઈ બેઠા જુગારી.

દુષ્ટ વચન ન ગમ્યૂં ગોવિંદને, તે પાંડવ વાત ન જાણી,
પાટ સોકટાં સેવક લાવ્યો, દ્યૂતક્રીડા મંડાણી.
દુર્યોધન દુઃશાસન શકુની, કર્ણ કુમતિ જેહ,
પાંડવ પ્રત્યે વાયક ઉચરયા, સભા સાંભળતાં તેહ.
કાંઈ એક હોડ[2] વદીને રમીએ, તો ઉલટ અંગ ન માય,
જે કાંઈ તહ્મો કહો તે આપું, એમ કહે યુધિષ્ઠિર રાય.

વાત સુણી સહુ વિસ્મય પામ્યું શૂં બોલ્યા ધર્મરાજ,
વિપરીત બુદ્ધ થઈ પાંડવની, રૂઠયા શ્રી મહારાજ.
યોદ્ધ ધસી સર્વ જોવા આવ્યા, કૌરવનો સહુ સાથ,
શકુની સુભટ આઘો થઈ બેઠો, ગ્રહ્યા પાસા દો[3] હાથ.
પ્રથમ ફળે તહ્મો શૂં આપશો? કહો યુધિષ્ઠિર રાય,
દોરી પલાંણ સહિત સર્વ ઘોડા, આવ્યું મુખ કહેવાય.

રાય તણે કર પાસા આવ્યા, ઢાળ્યા ધર્મ રાજન,
પડયા દા[4] સહુ સન્મુખ દેખે, એમ બોલ્યા શકુન.

---

૧ ખોટું કામ. ૨ શરત. ૩ બે. ૪ દાવ.

(એ) જિત્યો દુર્યોધન સહુએ જાણી, પાંડુ તણા સુત હાર્યા,
દ્યૂતક્રીડા તાં સત્ય કથું રે, પિહિલું તોરી પધાર્યા.
પાપી એમ મુખ બોલે જૂઠું, ભરી સભા જન માંહ્ય,
ધર્મરાય ધુરંધર ભૂપત તો, કયેમ ના કેહેવાય.
અસત્યવાદી કુળ કૌરવનું, ઉપન્યૂં તે સહુ જાણો,
કુટુંબ નિકંદન કરે કૃષ્ણજી, પાપે કુંભ[1] ભરાણો.
હું સત્યવાદી સત્ય ન મૂકું, સત્યે ધરા[2] ધરે નાગેંદ્ર[3]
સત્યે વાયુ વરસે મેઘ, સત્યે દિવાકર[4] ચંદ્ર.
**જાં સત્ય ત્યાં સકળ ધર્મ રે, ધર્મ ત્યાં જય હોય,**
સત્ય તજીને સર્વ સ્થળે તો, નામ કેહેશો કોય.
એમ કહીને ભાઈ વાર્યા, નહીં તો જૂઠૂં કયેમ બોલાય,
(જયારે) પાંચ મહા ભડ હાંકી ઉઠે, ત્યારે કોણ સામો થાય.
વળી રમત રાયે રસ માંડી, સર્વ અંકુશશં હાથી,
દા પડે હાર્યા કહી ઉઠયા, દુર્યોધનના સાથી.
ત્રીજે કૂળે રાય એમ જાણ્યૂં, ધન ઓઢી[5] ગજ લીજે,
કુંચી સહિત ભંડાર સર્વ હાર્યા, જૂહાને શું કીજે.
રાય યુધિષ્ઠિર મન વીમાસે, એક સમત હજી રમાએ,
આપી વસ્ત જિતી લીજે પાછી, કે બધું રાજ નિગમીએ.

---

૧ ઘડો. ૨ ધરતી. ૩ શેષનાગ. નાગ + ઇંદ્ર. ૪ સૂર્ય. ૫ મૂકી.

## કડવું ૮ મું—રાગ સામગ્રી

વૈશંપાયન બોલ્યા વાણી જી, કૃષ્ણજી દુહુવણા—
પાંડવે ન જાંણી જી.

### ઢાળ

પાંડવે જાણ્યું નહીં જે, દુહુવાણા જગદીશ,
અર્જુનના અભિમાન માટે, ચઢી ચતુર્ભુજ રીસ.
નહીં તો પાંડવ કેરી યુવતી, કૌરવ ધરિ કિમ જાય ?
જેહને માથે ગાજતો, ચૌદ લોક કેરો રાય.
જનમેજય રાય સાંભળો રે, પાંડવ કેરા તન,
ફળે ચોથે દ્યૂતને મુખ, બોલીયો રાજન.
અશ્વ ગજ રથ ધન હાર્યૂં, હવે ઓઠૂં[1] રાજ,
બાર વરસ વન ભોગવૂં, સેવક થઈ કરૂં કાજ.
એમ કહીને ગ્રહ્યા પાસા, ઢાળિયા ભૂપત,
શકુની કહે તહ્મે સર્વ હાર્યું, હવે કોણ કરશો વાગત ?
રાયે નીચૂં જોઈ નિહાળ્યું, અને વિમાસ્યૂં તાં મન,
આ વાત તો તો એ જ નીપની, જો રૂઠયા જગજીવન.
જયારે અમને કષ્ટ પડતૂં ત્યારે, પ્રકટતા તત્કાળ,
આ વાત તો તોએ જ નીપને, જો રૂઠયા શ્રી ગોપાળ.
હરજીએ અહ્મને હાથથી મૂકયા, ત્યારે ઉપની દુર્મત,
જુવટૂં રમીને રાજ્ય હાર્યું, શિર ઉપર નહીં શ્રીપત.

---

૧ બકું.

(અરે)વીમાસણ એવડી શીદ કરો છો ? એમ બોલ્યો દુર્યોધન,
રમત કરતાં રાયોજી રે, દુઃખ મ ધરશો મન.
પ્રફુલ્લ ચિત્તે રમો રાજા, ઓઢો કાંઈ આ વાર,
જિતશો તો આપીશું, અશ્વ ગજ રથ ભંડાર.
ધર્મરાય વળતું બોલિયા, ભાઈ ! નથી કાંઈ મુજ પાસ,
જે ઓઢીને ધન લીજીએ, તે વસ્ત તો પ્રકાશ.
ઓઢો પાંચાલી પ્રેમદા જે, તમ તણે ઘેર નાર,
રવ્ય[1] ચઢે રાયે કાંઈ ન જાણ્યું, મત ફેરવી મોરાર.
જાણ્યું જે અબળા ઓઢીએ તો, સાર કરે ભગવાન,
જેને વાહાલા કૃષ્ણજી તે, જિતાડે રાજ્યધાન.
પ્રેમે પ્રેમદા ઓઢિયાં ને, ગ્રહ્યા પાસા દોય,
જાણ્યૂં જે પડશે પાધરા, પણ પડયા અવળા સોય.

---

૧ આજ પ્રમાણે ઘણાં વરસ ઉપર આ ગામમાં એક રંગરેજ ત્રણ પઠાણો સાથે જુગાર રમતાં પોતાની સ્ત્રી હારી ગયો હતો. સ્ત્રી હારી ગયા પછી વિચાર થયો કે, સવારમાં પઠાણો તેને લેઈ જશે, ને વટલાવીને પોતાની પાસે રાખશે. તેથી તેમ ન થવા સારૂ રાતે તેણે પોતાની સ્ત્રીને સોમલ નાંખેલી ખીચડી ખવડાવીને મારી નાંખી હતી ! સવારમાં પઠાણો આવ્યા ત્યારે તેનું આ નીચ કર્મ જોઈ બહુ તેને ધિક્કાર્યો, ને કહ્યું કે, અમે મુસલમાન લોકો છેક નિર્દય નથી, કે તારી સ્ત્રીને લેઈ જઇએ. આમ કહી તેમણે આ બાઇને પોતાની બહેન ગણી સાસરવાસા માટે જે ઉત્તમ કપડાં લાવ્યા હતા તે આપીને ચાલ્યા ગયા; તે કપડાં તેના શબને પહેરાવવામાં આવ્યાં હતાં.

વળી જુગટામાં પોતાની બહેન હારી ગયાનું એક લોકગીત છે. તેમાં એક બાધર નામનો કોઈ, એક મુસલમાન સાથે જુગાર રમીને હારી ગયો હતો.

હાર્યા તે કેરી હોડ વાગી, ગર્જિયો સંસાર,
પાંડવે પૃથ્વી નીગમી રે, સહિત સુંદર નાર.

દ્યૂતશાળા થકી ઉઠિયા તાં, સુભટ દુર્યોધન,
હસીને હાથે તાલી પાડી, શકુની દુઃશાસન.

પિતા કેરે પાયે લાગ્યો, ગુરૂને નામ્યૂં શીસ,
બોલ આપણો થયો ઉપર, જિતાડયા જગદીશ.

ભીષ્મ દ્રોણ ને કૃપાચાર્ય, અશ્વત્થામા મુન,
વિદુર વેગળા થઇ રહ્યા, શૂં કીધૂં જગજીવન ?

દાસ પોતે કેરડા[1] કાંઇ, કીધૂં હશે અભિમાન,
સદા પાંડવ કેડે[2] હીંડતા, સમરથ શ્રી ભગવાન.

વળતો દુર્યોધન બોલિયો એક અક્ષૌણી થાઓ સ્વાર,
ઇંદ્રપ્રસ્થશૂં રિદ્ધ પાંડવની, લાવો મુજ રાજદ્વાર.

ત્યાં આણ વર્તાવો અમ તણી, કહો પાંડવને વન જાય,
હાર્યા, મુખ શૂં લેઇ બેઠા છો, સભા માહરી માંહ્ય ?

તહ્મો કહ્યૂં હૂતૂં અંધ કેરો, પુત્ર દુર્યોધન,
ભરી સભામાં હસી દ્રૌપદી, તે વીસરે કિમ્ દિન ?

જા જા અબળા આંણ ઓહોરી,[2] એહ તણી નિજ નાર,
સેવકને શ્યેં નથી કેહેતા ? શૂં રાખશો ઘર દ્વાર ?

ધર્મરાય વળતૂં બોલિયા, ભાઇ ! જાને તેડી લાવ,
કહેજે તારા કંથ હાર્યા, હરિભકિત ચૂકયા ભાવ.

---

૧ કેરા, 'ડા' છઠ્ઠી વિભકિતનો બહુ જૂનો પ્રત્યય છે. ૨ પાછળ.

## કડવું ૯ મું—રાગ રામગ્રી

સેવક ચાલ્યો માગી શીખજી, મન ન આણી શકયો
કોની બીહીકજી,

### ઢાળ

મન ન આણીશ બ્હીક કોની ? જા તૂં પુરી મોઝાર,
પાણ સાહીને પ્રેમદાને, લાવ્ય આંણે હાર.

નિર્ભે થકો ભડ સંચર્યો, પોહોત્યો પૂરી મોઝાર,
પરપુરૂષ નયણે નિર્ખિયો, મંદિર માંહ પેઠી નાર.

દાસીઓએ તે રાખ્યો વારી, નારી છે સ્રીધર્મે[1],
તેને અભડવા અધિકાર નહીં, બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય.

કહે તતખેવ તે વળ્યો પાછો, બોલતો ગ્યો મુખ વાત,
દ્યુજ સહિ પાંડવે રાજ્ય હાર્યું, આવ્યું દુર્યોધન હાથ.

એમ કહીને વળ્યો પાછો, આવતો દીઠો રાય,
એણે દાંમણે શું નીપજે રે ? દુશાસન તૂ જાય.

કહી તતખેવ કોપે ચઢયો ને, ધસ્યો કરડે દંત,
આરતો લાવૂ માનિનાને દેખતાં એના કંથ.

રીસે ભર્યો તે જઈ પોહોત્યો, પાંચાલીને ઘેર
આવતો દીઠો યમ સરીખો, હવે કોણ કરશૂં પેર ?

વદે દાસી રહો રાઓત, અબળા શું મ ધરશો પાણ,
રજસ્વળા છે ધર્મ રાણી, મુખ ન બોલે વાણ.

ચરણપ્રહારે તાડી દાસી, ગયો મંદિર માંહિ,
નારી દોડે નાશતી ને, દુર્બુદ્ધ કેડે ધાય.

---

૧ છેટ બેઠેલી. રજસ્વળા ધર્મવાળી.

અબળા પડી જેવી આખડી, તેવી ધસી સાહ્યા કેશ,
કામિની અતિ કરગરે, અંગના બાળે વેશ.

ભાઈ! આજ મારે નથી અવસર, લેઇ જાયે સભા મોઝાર
સુભટ સહુ મુજને દેખશે. શ્યે ન મારો આંણે ઠાર?

કહી ગયો સેવક સહી હાર્યા, તે કયેમ મૂજ કંથ?
તે જીવતાં ઘેરે યોષિતાને, આમ કયેમ હોય કલ્પાંત.

ભીષ્મ પિતાને શૂં થયૂં. અને દ્રોણ તાં ગુરૂદેવ,
તેણે તો વારી ન રાખ્યા, મારા નાથને અવસ્યમેવ.

કેશ ગ્રહીને કામિની તે, તજાવી આશ્રય,
લોક જોવા મળ્યા ટોળે, જેનો ધણી રાય ધર્મ,

વિલાપ કરતી વનિતા તે, સમરે સારંગપાણ,
દોહિલી વેળાનો તૂં સખાઇયો ભક્તવત્સલ જાણ.

તૂં જ તાત ને તૂં જ ભ્રાતા, માત તૂ મોશાળ,
પીયર તું જ ને માત માધવ, કરો ને સંભાળ.

એણી પેરે દ્રોપદી તે, સમરે શ્રી ભગવાન,
પાણ સાહીને નીસર્યો તે, દુષ્ટ દુઃશાસન.

સ્તુતિ કરતી સભા માંહિ, આણી સભા મોઝાર,
જુએ તો નાથ અનાથની પેરે, બેઠા એકો ઠાર.

રાય આંગણે સુભટ સઘળા, જુએ સતીનૂં રૂપ,
શીર ઉઘાડૂં દ્રૌપદીનૂં, બળ આયુષ્ય ઘટિયૂં ભૂપ.[૧]

---

૧ સ્ત્રીને ઉઘાડે માથે જોયાથી આયુષ્ય ઘટવાનો વહેમ આપણા ગુજરાતી લોકોમાં છે, તેથી માથું ઢાંકયા વગર તેઓ રહેતી નથી. પણ હવે ધીમે ધીમે આ ચાલ ઓછો થતો જાય છે.

દુર્યોધન આગળ ઉભી રાખી, અબળા તો તાં દીન,
ભરી સભામાં હસી તું મૂજને, આજ થઈ અધીન.
દુઃશાસન કહે બેશ બોળે, દુર્યોધનની દાસ,
તું હારી છે સહુ દેખતાં, તેહને કાઢીશું વનવાસ.
તિરસ્કાર કીધો કામિનીશૂં, બોલ્યો મૂઢ અજાણ,
વડી ભોજાઈ તે માત કહાવે, એમ વદે વેદ પુરાણ.
બોળા તણો તું ખરખરો રે, મન મ આણીશ મૂઢ,
ભડ ભીમની ગદા બેસશે. રૂઢશે ગરૂડારૂઢ.

વલણ

રૂઢશે ગરૂડારૂઢ તે, આફણીએ તહ્મો જાણશો,
થોડા દહાડામાં કાળ ખૂટયો, અભિમાન તાં મ આણશો.

---

## કડવું ૧૦ મું-રાગ સામગ્રી

કોપે ચઢિયો કૌરવ કાળજી, આંખ ચઢાવી મુખ વિકરાળજી.

ઢાળ

વિકરાળ મુખ રાજા તણું ને, ઉભ્રકયા અંગે રોમ,
આસનથી ભડ ઉછળ્યો ને, હાક વાગી વ્યોમ.[1]
સુભટ! સઘળા શું જૂઓ છો? વાત જાય છે હાડ,
પિતા દેખતાં નિર્લજ કરી, પ્રેમદાનાં પાંગરણ[2] કાઢ.
ગાંગેવ ને નિજ ગુરૂ વદે, એમ ન કીજે વીર!
વળગ્યો દુઃશાસન વરૂની પેરે, ધસી સહ્યું ચીર.

---

૧ આકાશ. ૨ વસ્ત્ર.

મેહેલ પટકુલ પ્રેમદા તૂં, પછી કરજે લાજ,
પટરાણીની પેર મેહેલ ! ઋતુવંત છે તૂં આજ.
કેમ બંધ ઈહાં રાયે એમ કહ્યૂં, ત્યારે કંથ સામૂં જોય,
ભડ ભીમ થયો છે રાતડો, પણ ધર્મે વાર્યો સોય.
આજ આપણી વેળા હોય તો, હારીએ કિમ વીર ?
રાજસૂય તો તો થયો જે, પાસે હુતા યદુવીર.
આપણ ઉપર તો તેજ રૂઠયો, ચઢી ચતુર્ભુજ રીસ,
અબળા તે કેરી સાર કરશે, જપો શ્રી જગદીશ.
એમ કહી નીચૂં નિહાળિયૂં રે, અભંગ પાંચે જોડ,
વ્હારે ચઢજે વિઠ્ઠલા ! અભિમાનનાં બળ મોડય.
એટલે ચીર આકર્ષિયૂં, પાપીએ તેણી વાર,
નિશ્વાસ મેહેલ્યો માનિની, નયણે નીર ત્રિધાર.[1]
સભા સઘળી ત્રાસ પામી, ઉભા થઇને જોય,
પાંડવ કેરી પ્રેમદા હરિ, કૃષ્ણ કહી કહી રોય.
બાળ ગોપાળે એમ કહ્યૂં, કાંઇ એક ભૂંડૂં હોનાર,
મહારાજ મહીપતિ દેખતાં, અલુઆરે[2] છે નાર.
હરિ સ્તુતિ શ્યામા કરી, દ્રુપદતનયા જેહ,
વહારે મારી ચઢો વિઠ્ઠલા ! દુષ્ટ દમે છે દેહ.

---

૧ ત્રણ ધાર. ૨ ઉઘાડી કરે છે.

## કડવું ૧૧ મું-રાગ સામગ્રી

સ્વામીજી ! શ્યે નવિ સાંભળો ? જાણો સઘળો ધર્મ,
ધર્મ લોપ જ્યારે રહ્યો, હવે પ્રકટો પરિબ્રહ્મ.

ત્રાહિ ત્રાહિ કરે તારુણી, પાંચાલી રે નાર,
સ્વામી ! તહ્મ વિના માહરે, કો નથી આણે સંસાર. ત્રાહિ ત્રાહિ.

સ્વામી ! મીન રૂપે વેદ વાળિયા, પાળિયા નિજ બોલ,
કૂર્મ[1] થૈ પૃથ્વી ધરી રહ્યા, મેરૂ મહી[2] અવિરોલ. ત્રાહિ ત્રાહિ.

દાઢ અગ્રે અવની ધરી, વરાહ તન વિકરાળ,
નરસિંહ રૂપ તહ્મો ધર્યું, રાખ્યું દૈત્યનું બાળ. ત્રાહિ ત્રાહિ.

નાથ બળી પાતાલે ચાંપિયો, રાખ્યું ઇંદ્રાસન,
ભક્તકારણ તહ્મે ભૂધરા, ધર્યૂ વામન તન. ત્રાહિ ત્રાહિ.

નાથ ફરશુરામ ક્ષત્રી હણ્યા, પાળ્યૂં તાત વચન,
બ્રહ્મ પ્રહારે દુષ્ટ કેરો, મારૂયો સહસ્રાર્જુન. ત્રાહિ ત્રાહિ.

રઘુકુળતિલક દીપાવિયૂં, પાડયા દૈત્ય અનેક,
ભક્ત ઘણા તહ્મો તારિયા, જાણી જ્ઞાનવિવેક. ત્રાહિ ત્રાહિ.

હવે એમ કારણ તહ્મો અવતર્યા, પૂરયા ભક્તના કોડ,
દુઃખ પડે વહારે ચઢો, સ્વામી રાય રણછોડ ! ત્રાહિ ત્રાહિ.

સ્વામી ! પાંડવ તે પ્રતિપાળયા, ઉછેર્યા તહ્મો દીન,
ઉંચાં ચઢાવીને આછટો[3] નાથ ! વિશ્વજીવન ! ત્રાહિ ત્રાહિ.

ઘણી વાર વાહારે ચઢયા, તે માટે છે આશ,
લાખાગૃહ વિષ મોદિકે, સુખે થયો વનવાસ. ત્રાહિ ત્રાહિ.

---

૧ કાચબો. ૨ પૃથ્વી. ૩ પછાડો.

વન માંહિ નવનિધ પામિયાં; તારા ચરણ પ્રતાપ,
અર્જુને મચ્છ જ વેધિયો, તમ સોંપી હું બાપ! ત્રાહિ ત્રાહિ.

નહિ તો પાંડવ કહિના કેહિ તણા, તારૂં પાસું દયાળ!
હેડંબથી રક્ષા કરી, ત્યેમ કરોજી સંભાળ. ત્રાહિ ત્રાહિ.

તહ્મો રાજસૂય કરાવિયો, મહા મોટાં કીધ,
ઉંચાં ચઢાવાને નાંખીએ, લોક મિહિણાં દીધ. ત્રાહિ.

સ્વામિજી! શ્યેં નવિ સાંભળો, આવડો શો તમને રોષ?
મહિમા ચઢાવી બોલાવિયા, ન દીજીએ દોષ. ત્રાહિ.

અપત્યને ન ઉવેખીએ, મુખે દેતાં ગાળ,
ત્યમ જાણી મારા નાથજી, વચન પ્રતિપાળ. ત્રાહિ.

નાથજી! શ્યેં નથી આવતા? હજી શો છે વિલંબ?
કનકપુરી જે દ્વારકા, સોલ સહસ્સશૂં રંગ. ત્રાહિ.

ગોપીશૂં લીલા કરો, બેઠા પુત્ર પરિવાર,
તે માટે અહ્મો વીસરયાં, સ્વામી વિશ્વાધાર. ત્રાહિ.

સ્વામી! કૌરવ કેશ ગ્રહી રહ્યા, સહ્યા પાટુના પ્રહાર,
વાટ જોઊં હરિ તમ તણી, જાણું ચઢશો વાહાર. ત્રાહિ.

(હું) સભામાં આણી ઉભી કરી, દેખે છે બહુ ભૂપ,
નખ મારા નિરખ્યા નથી, પર પુરૂષ સ્વરૂપ. ત્રાહિ.

દુષ્ટ દુઃશાસન પટ ગ્રહી રહ્યો, ઉઘાડૂં અંગ ને શીશ,
ભકતવત્સલ બિરદ ભૂધરા, વાહારે ચઢો જગદીશ! ત્રાહિ.

બિરદ તહારૂં સાંભળ્યૂં, સારૂયાં સેવક કાજ,
ધ્રુવ ભકત વન રાખિયો, આપ્યૂં અવિચળ રાજ. ત્રાહિ.

શરણુ તહારે થાપિયો, નિજ દાસ પ્રહ્લાદ,
સ્તંભ ફોડી હરિ પ્રકટિયા, ગાઢે કીધો સાદ. ત્રાહિ.

અંબરીષની રક્ષા કરી, મૂકયૂં સુદર્શન,
દુર્વાસાથી ઊગારિયો, પ્રભુ જગજીવન. ત્રાહિ.

રાજા બળી તણૂં લાડ પાળિયૂં, થઈ રહ્યા પ્રતિહાર,
અજામેલ તહ્મો ઉદ્ધારિયો, રાખી મામકી નાર. ત્રાહિ.

ગ્રાહ થકી ગજ મૂકાવિયો, તેહ પશુ અજ્ઞાન,
ત્યેમ જાણી મારા નાથજી ! મૂકાવો ભગવાન ! ત્રાહિ.

નાથ ! ગોકુલ બળતૂં રાખિયૂં, દવ પીધો દો વાર,
ગોવર્ધન ગિરિ કર ધર્યો, ત્યેમ રાખો મોરાર ! ત્રાહિ.

લોક કહેશે પાસૂં પરિબ્રહ્મનૂં, તમને મોટી લાજ,
દુષ્ટનૂં પાસૂં મૂકાવીએ, સમર્થ શ્રી મહારાજ ! ત્રાહિ.

(એમ) નામ જપે નારી ટલવલે, વલવલે અપાર,
ભક્તતણુ ભય ભાંજવા, ધાયા વિશ્વાધાર. ત્રાહિ.

કૃષ્ણજી પોઢયા દ્વારકા, કમળા ઢોળે રે વાય,
નિદ્રા માંહેથી જાગિયા, પ્રભુ વૈકુંઠરાય. ત્રાહિ.

નંદ સુનંદ તેડાવિયા, ભાઈ ! ગરૂડને તેડ,
દાસી મારી દુષ્ટ વશ પડી, રખે લાગતી ગેડ ![1] ત્રાહિ.

ત્યારે લક્ષ્મીજી લાગ્યાં પૂછવા, એવી કોણ છે દાસ ?
જે કારણ હાંકીને ઊઠિયા, મૂકતા નિઃશ્વાસ. ત્રાહિ.

---

૧ વારના અર્થમાં હશે ? બહુ જૂનો શબ્દ જણાય છે.

અબળા શ્યેં નવિ ઓળખો, પાંચાલી જે નાર ?
પાંડવને ઘેર રહૂં ઘણૂં, ભક્તિ કરે અપાર. ત્રાહિ.
તેણે પાંચે રાજ જ હારિયૂં, સાથે દ્રૌપદી જેહ,
પાપી પટકુલ ગ્રહી રહ્યો, નવિ મૂકે તેહ. ત્રાહિ.
હવે ખોડ લાગશે મૂજને, કહૂં તૂજને વાત,
પ્રતિજ્ઞા હરિ ત્યાંહાં કરે, પ્રભુ વૈકુંઠનાથ. ત્રાહિ.
દ્રૌપદીનૂં શીસ ઉઘાડતાં, દેખી હસિયા જેહ,
તેની સ્ત્રીનૂં શીસ મૂંડાવીશૂ, કૌરવ દળશૂં તેહ. ત્રાહિ.
સ્વામી એવા ભક્ત જે તમ તણા, નારી પાંચે ભ્રાત,
આઘા જઈ જેને પડખીએ, તેને લીજીએ સાથ. ત્રાહિ.
જેને દુઃખ પડે હરિ દાઝીએ, ભાગીએ તેની ભૂખ,
કષ્ટ પડે જેનૂં ટાળીએ, તેને જાણીએ દુઃખ. ત્રાહિ.
નારી છાંડે ગુણ ઉપજે, તન લાગે તાપ,
સ્વજન સંતોષ જો જાણીએ, ઉપજે સંતાપ. ત્રાહિ.
અર્જુન મહા અભિમાનીએ, નિઘાતા રઘુવીર,
દુઃખ પામ્યા હજી પામશે, એહને શરીર. ત્રાહિ.
એમ કહીને ગરૂડે ચઢ્યા, જાણ્યૂં થાય અસુર,[1]
પાંડવની પટરાણીને, દુઃખ દે છે ક્રૂર. ત્રાહિ.
દ્રૌપદીના શીશ ઉપરે, આવ્યો અનાથનો બંધ,
અભિમાન જે આવરયા,[2] તે નવિ દેખે અંધ. ત્રાહિ.

---

૧ મોડું, ઢીલ, વાર. ૨ ઢંકાયા.

## કડવું ૧૨ મું.

ત્યારે દુર્યોધન બોલિયો, સૂણ દુઃશાસન,
વડી વારનો પટ અહી રહ્યો, ફટ ! ભૂંડા મંદ.

આઘે વિષધરને છંછેડિયો, તે નાંખે મુખ ફુફુઆડ,
પણ શૂર કાં થા સાંસતો, પ્રેમદાનાં પાંગરણ કાઢ.

કહી તતખેવ આકર્ષિયૂં રે, સતી કેરૂં ચીર,
બાઇને બીજૂં પેહેરાવિયૂં, મનગમતૂં યદુવીર.

(ત્યારે) કૌરવ કહે રે કપટ કીધૂં, બીજૂં પેહેર્યૂં અંગ,
તેહ તાણી કાઢિયૂં, ત્રિજલૂં નવલે રંગ.

ચોથૂં ચતુર્ભુજે પૂરિયૂં, ને પાંચમૂં પરિબ્રહ્મ,
છઠ્ઠૂં છબીલે પૂરિયૂં ને, સાતમૂં અતિ રમ્ય.

આઠમૂં અનંતજીએ આપિયૂં, નવ થયાં ન લાગી વાર,
એમ શ્વેત, પીતુ નીલાં[1] રાતડાં, કૃષ્ણ[2] કાબરાં સાર.

એક એકપેં રંગ રાતડા, કહેતાં ના આવે છેહ,
(એમ) અળગો રહ્યો લીલા કરી, ભૂર ન જાણે તેહ.

જેમ પટથી[3] હીર ઉકેલીએ, ને મેહલીએ તાં ભોમ,
તેમ વસ્ત્ર કેરો ઢગ વળિયો, જાઇને વાગ્યો વ્યોમ.[4]

થયો દુઃશાસન સાંસતો, દુઃખવા આવ્યા હાથ,
કારણ કો પ્રીછે નહીં, ભાઈ ! આ મોટુ ઉત્પાત.

નવસેં નવ્વાણૂં ખરાં ગણ્યાં, બહુ ભાત વિશાળ,
આશ્ચર્ય જોવા મળ્યા એકઠા, સર્વે તે ભૂપાળ.

---

૧ લીલાં. ૨ કાળાં-વસ્ત્રનું વિશેષણ. ૩ વસ્ત્ર. ૪ આકાશ.

ભીષ્મ દ્રોણ કૃપા એમ બોલ્યા, અશ્વત્થામા શૂર.
ભાઈ! પૂઠ મેહેલો પાંડવ તણી, કાં થયા છો ભૂર?
જેને પાસું શ્રી કૃષ્ણજીનું, તે ગાંજ્યા કોણે ન જાય,
નવસેં નવ્વાણું પૂરિયાં તે, મોટા છે યદુરાય.
તે થકી સર્વે નીપજે, મુજને ઉપજે છે એહ,
જિત્યું ફળ નવિ હારીએ, સારી શીખામણ તેહ.
એ પાંચે મળી હારી નથી, એકને કહે શું હોય?
એ સાધ્વીને દુહુવશો તો, એનું કર્તવ્ય જોય.
જેને અંતરીક્ષથી પટકુળ પૂરિયાં, માથે શેઠ સમર્થ,
નારીને પાંડવ પાસે મોકલો, નહીં તો થાશે અનર્થ.
વિદુર કહે મેં પહિલું વારિયા, વિચારતાં પ્રપંચ,
આગળ તાં જે નીપજે તે, તહ્મો જોશો સંચ.
કૌરવ કેરી કામિની રોતી, રડવડે વન મોઝાર,
**પાપી મહા પાપે પચે, એ સત્ય છે સંસાર.**

અંધ મુખથી જે કહ્યું, એ હશે કુળ અંગાર,
તારા હૃદેનાં ચક્ષુ ક્યાં ગયાં? તહ્નને રૂઠયા વિશ્વાધાર.

કુંવર તાહરે કર્યું કૂડું, કાઢી કૃષ્ણાનાં[1] ચીર,
નવસેં નવ્વાણું પૂરિયાં તમ રૂઠ્યા યાદવ વીર.

સતી અંગે કોપ ઉપજે, ત્યાર બાળી કરશે રાખ,
વહુ[1]ને વચને અમી સીંચો, નહીં તો ટાળશે તમ સાખ.

---

૧ ભત્રીજા, એટલે પુત્ર અને પુત્રની વહુ તે દ્રૌપદી.

તવ ધૃતરાષ્ટ્રે તેડી દ્રૌપદી, હું અંધ ને અજ્ઞાન,
વિનયવચને પ્રીછવી, આપ્યાં અવિચળ દાન.

તવ ત્રણ વર માગ્યા કામિની, તમ દાસ નહીં ભર્તાર,
હું વન કંથ પાસે રહૂં વળી, આપો અસ્ત્ર હથીયાર.

એટલે દુર્યોધને જાણિયૂં જે, અંધ આપશે રાજ,
દુઃશાસને કર ઝાટકયા, ને કર્ણ શકુની સહાય.

ચાર એક થઈ બોલિયા, રાખો સહૂ એ વાત,
તમને ગમે તે કીજીએ, સહૂ એક જ સાથ.

વસ્ત્ર અસ્ત્ર આપી મોકલી, જ્યાં બેઠા હુતા ધર્મ,
આગળ આવી રહી ઉભી, નારી પામી શર્મ.

અજો ન જાણ્યૂં આવડૂં સાંભળ કહું તુહ્‌ને નાર,
સાર કરી એણે શામળે, વસ્ત્ર પૂર્યાં સભા મોઝાર.

એ આપણથી અળગો નથી રે, રતિ એક લગાર,
પ્રભુજીએ પૂર્યાં ને વળી પૂરશે, સેવક જન સાધાર.

વલણ.

સેવક જન સાધાર ને આધાર એનો જાણજો,
ભૂખ ભાવટ કષ્ટ ભાંજશે, વિશ્વાસ એનો આણજો.

---

## કડવું ૧૩ મું-રાગ રામગ્રી

રાય જનમેજય સૂણી વચનજી, અતિ આનંદે પૂજ્યા મુનજી,

### ઢાળ

અતિ આનંદે મુન પૂજ્યા, કૃષ્ણ કહાવે દીનદયાળ,
નિજ ભક્ત જાણી ભગવાનજીએ, કરી પાંડવની સંભાળ.

(પણ) એક આશ્ચર્ય મુજને ઉપજે છે, તમ (વિણ) કોને ન કે'વાય,
એક સંદેહ મારા મન તણો, કહો કોઈ પેરે જાય.

ભક્તને નવનિધ્ય આપે, પણ દત્ત કરયૂં પ્રધાન,
મિત્ર સુદામો મહારાજજીનો, અતિ વલ્લભ શ્રી ભગવાન.

અનેક સેવા કરી તેહની, પોતે પખાળ્યા ચરણ,
ભક્ષ્ય ભોજ્ય સહજ સુખડી, આપી અશરણ શરણ.

જન્મ સાતનૂં દત્ત[1] જોયૂં પણ, કંઇ ન લાધ્યો મર્મ,
સન્મુખ પોતે પારથી, વિપ્રને કરાવ્યો શ્રમ.
પુનરપિ લાવ્યો તાંદુલા, આરોગ્યા દેવ અનંત,
પછે અષ્ટમા સિદ્ધ નવરિદ્ધ આપી, ત્રૂઠયા કમળાકંથ.

નવસેં નવ્વાણૂં ચીર પૂર્યાં, દ્રૌપદીને જેહ,
તે કોણ જન્મનૂં દત્ત ફળિયૂં, એટલો સંદેહ.

મુનિ વાણી વદે વળતા, સાંભળીએ મહારાજ!
પાંડવે આપ સમર્પિયૂં તો દત્ત કીહાં કાજ.

(જેમ) સંદેહ ભાજે તારા મનનો કહૂં તુજને સાચ,
પંચાળીને પ્રભુ વાહાલા રાજસેવા રીત.

---

૧ આપેલું.

એક વાર કૃષ્ણે તેડયા પાંડવ, દ્વારકા મોઝાર,
પુત્ર કેરા વિવાહ ઉપર, કુટુંબ સહિત પરિવાર.

રૂપક વનમાં રમત કરતા, પધાર્યા કૃષ્ણ દેવ,
પટરાણીઓ પરવર્યા, બહુ નારી કરતી સેવ.

પંચાળી પ્રભુ પાસે ઊભાં, જોવા લલિત ત્રિભંગ
શેલડી વનફળ વિવિધ પેરનાં, શ્રીફળ અંબરના રંગ.

માલણિ આગળ લેઇને મૂકયાં, શેલડી ગ્રહી ગોવિંદ,
છોલતાં છૂરિકા[1] હાથ બેઠી, માનિની મતિ મંદ.

ચતુર્ભુજે માગી ચીંદરી, આંગળી બંધન કાજ,
ગોપીકા લેવા ધસી પણ, દ્રૌપદીને ઘણી દાઝ.

જાણ્યૂં અબળા કયારે આવશે, ફાડયૂં પોતાનૂં ચીર,
એક ચીંદડી હરિહાથ બાંધી, બીજી ગ્રહી યદુવીર.

તે તાંતણા ત્રિકમજીએ ગણ્યા નવસેં નવ્વાણું થાય,
તે પછી વેળા પુરિયાં રે, દુષ્ટની સભા માંહ્ય.

રાય જનમેજય ભરમ ભાગ્યો, અને થયા રળીયાત,
પછે પાંડવને શું થયૂં ? આવડી વાધી ખ્યાત.

વૈશંપાયન એમ કહે, સુણો જનમે જય રાય,
પછે દુર્યોધન રાય કોપિયો કહો પાંડવને વન જાય.

જેમ દષ્ટે દેખૂં છૂં એમને ત્યેમ ચઢે છે મૂજ રીસ,
કો કાઢો એમને આહાં થકી, એમ કહ્યૂં વાર દશ વીશ.

---

૧ છરી

જે કો એને રાખશે તે રે, નગર માંહિ એક દિન,
તેનું સર્વસ્ત લેઈ કરીને, સંગ કાઢીશ વન.
ગામ માંહિ પડો વજડાવિયો, જે કો એને પાશે નીર,
તેના નાકના કટકા કરી, ફેરવેશ સઘળે શાર.
એમ કહીને થયો બેઠો, દુર્યોધન ઘેર જાય,
સભા સઘળી થઈ વિસર્જન, સકળ રાણા રાય.

## વલણ

સકળ રાણા રાય તે, દુઃખ ધરતા પરત્વશ.
સભાપર્વ સંક્ષેપ માત્રે, વૈશંપાયન ઉચર્યા રે.

ઇતિશ્રી મહાભારતે સભાપર્વ કથા પ્રાકૃતે સંક્ષેપ માત્ર સમાપ્ત:



કવિ નાકરકૃત

# ગદા પર્વ

## કડવું ૧ લું—રાગ કેદારો

ગિરિજાનંદન[1] ગુણપતિ સ્વામી, પૂરો મનોરથ મનના કામી,
બહુનામી લંબોદર ગુણ ભાખીએં રે.

### ઢાળ.

લંબોદર! તારા ગુણ ભાખું, મોદિકનો તુંહુને આહાર;
શુદ્ધ બુદ્ધ તાહરે બેઉ તારૂણી, લક્ષ લાભ કુમાર.
મસ્તક મુકટ અતિ સુંદર, કંઠ એકાવળ હાર,
કરે ફરસી વાહન મુષકનું રે, ગણપતિ ગુણભંડાર.
સૂંઢાળો સન્મુખ થા સ્વામી! જેહને થયો પ્રસન્ન,
મનવાંચ્છિત ફળ આપ્યું તેને, પૂરૂયા મનોરથ મન્ન.

---

## કડવું ૨ જું—રાગ કેદારો

બ્રહ્મતનયા[2] પારથી, હૂં મૂર્ખને મત નથી,
કહૂં કશી તુંને વેદના માહારી રે.
હૂં મૂર્ખ છૂં અલ્પમતિ તે માટે તૂં પારથી,
સારથી થાય તૂં માતા માહારી રે.

---

૧ ગણપતિ. ૨ સરસ્વતી, બ્રહ્માની પુત્રી.

ઢાળ

શ્રી ગુરૂને નમૂં વિવિધ પેરે, ભાખૂં શ્રી જગદીશ;
જો કૃપા કરે કલ્યાણી તો, ગુણ કેહેવા યાદવધીશ.

જે કો પંડિત હોય પ્રોઢા, કહીએ મોટા પાત્ર;
અલ્પ બુદ્ધિ હું કાંઈ ના જાણું, કથા કહીશ કિંચિત્ માત્ર.

કવિજન કોય રોષ મ આણશો રે.

ઢાળ

કવિજન કોય રોષ મ આણશો, મારી બુદ્ધ છે બાળ,
ચૂક પડે ત્યાં નથી ચાતુરી, અપત્ય[1] લવે જેમ આળ.

કહીશ કથા શ્રી મહાભારતની, ગદાપર્વ વિસ્તાર;
બાર વરસ વન માંહી રહ્યા રે, પાંડુ તણા કુમાર.

વરસ એક વિરાટ રહ્યા જી, અછતા[2] થઈ ભડ વીર;
ગૌગ્રહે[3] કૌરવે કાંઈ ના ચાલ્યું, ત્યાં આવ્યા યાદવ વીર.

વિષ્ટિએ વિઠ્ઠલ મોકલિયા, સ્વામી જગજીવન;
કૌરવે કાંઈ કહ્યું ન માન્યૂં, દુર્મતિ દુર્યોધન.

કહે કૃષ્ણ સાંભળ દુર્યોધન, કહૂં છૂં તારે કાજ,
તું કહે તો અહ્નો વેહેંચી આપૂં, અર્ધ વસુધા રાજ્ય.

મૂઢ મતિયે કાંઈ ભેદ ના જાણ્યો, તતક્ષણ ઉઠયો ત્રાડી;
ગાઢા આકરા થઈ તહ્નો આવજો, સેન્યા કરજો જાડી.

સોય તણા તાં અગ્ર[4] જેટલી, નાપૂં[5] વસુધા જેહ;
એમ કરતાં સઘળી લેશે તો, જાણ્યૂં જાશે તેહ.

---

૧ બાળક. ૨ ગુપ્ત, છાના. ૩ ગાયોનું હરણ કરે. ૪ અણી. ૫ ન આપું.

## કડવું ૩ જું—રાગ કેદારો

વૈકુંઠનાથ તો વેગે વળ્યા, પાંડવને આવી મળ્યા;
કહોને સ્વામી શું કરી આવિયા રે ?

### ઢાળ

કહોને સ્વામી શ્યૂં કરી આવ્યા, કહોને શ્રી અવિનાશ !
કહ્યૂં તમ્હારૂં નહીં કીધૂં હોયે, મુજને છે વિશ્વાસ.
એ તો ભૂંડો અતિ અહંકારી, કાંઈ ના જાણે મર્મ;
તો હવે શું કરવું સ્વામી, એમ કહે છે રાવ ધર્મ.
હવે રાયજી ! થાઓ સાંતરા, દેખાડોને હાથ,
વણુ વઢે એ કાંઈ નહીં આપે, એનૂં પોહોત્યૂં પાપ.
કહો સ્વામી કોણ સાથે વઢીએ, ઉપાડીને હાથ,
એ માંહી કોઈ લોક નથી, કો પિત્રાઇઓ, કો ભ્રાત.
કો મોહોળાઈ, કોઈ ફોઆઈ, કોઈ ગોર પિતાને તોલે;
એ માંહી સહૂ સગૂં છે રે, એવાં વાયક બોલે.
હવે સ્વામી ! તમ્હો જાઉ એક, કહોને શ્રી જગદીશ;
કર ઉપાડી જે તૂં[1] આપે, તે અમ્હો ધરશું શીષ.
યુક્તિ કરીને તમ્હો પ્રીછવો, સ્વામી શ્રી મહારાજ !
એક ઈંદ્રપ્રસ્ત તો આપ અમ્હારૂં, બાકી કર તૂં રાજ્ય.
ત્યારે મૂછ ઉપર કર ઘાલ્યો, ભીમસેન ભડવીર;
બાર વરસ વન માંહે રડવડ્યા, કોણે ટીપૂં ના પાયૂં નીર.[2]

---

૧ જેટલું, અથવા ‘જે’ અને “તૂં.” ૨ અસ્થી—હાડકાં.

એમ કાં કાયર થયો તૂં રાજા! એમ ન મૂકીએ મામ;
આગે અહ્મારાં અસ્થી[1] ભાગ્યાં, તે હજી નથી આવ્યાં ઠામ.

તહ્મો તો કાંઈ યુદ્ધ મ કરશો, માથે શ્રી મહારાજ,
દુર્યોધન દાવાનળ પાડૂં, તો ઓહોલાયે દાઝ.

એમ એના બાંધ્યા બેઠા છીએ, જધને માગીએ માન,
એમ અહ્મારી બુડી બાઓલી, જધને વસીએ રાન.

એમ અહ્મો માટીના ઘડિયા, એ થઈ બેઠા રાય;
અર્ધ ગ્રાસ એ ખાય અહ્મારો, એ, તાં કાંનો ન્યાય ?

હવે ધણાંની રાંડ કરૂં ને, ભાંજૂં તાં ઘરસૂત્ર;
સેન્યા સહિત ઉભો ગણૂં તો, પાંડુ તણો હું પુત્ર.

એવડૂં શૂ આધીનપણું રે, મૂજ મન કિંચિત માત્ર,
મારીને તાં ગદા વડે રે, હૂં સથળ કરૂં તાં ગાત્ર.

કુરૂક્ષેત્રમાં યુદ્ધ હોય છે, યોદ્ધ પડે છે જેહ,
ધૃતરાષ્ટરને સંજય કેહે છે, હસ્તીનાપૂરમાં તેહ.

વેદવ્યાસે વર આપ્યો છે, દીધૂં તાં વરદાન,
દીવ્ય ચક્ષુ તેને આવ્યાં છે, સૂઝે ત્રણ્ય જ્ઞાન.[2]

કુરૂક્ષેત્ર માંહે યુદ્ધ હુએ છે, યોદ્ધ પડે છે જેહ,
ધૃતરાષ્ટરને સંજય કહે છે, ગજપુર માંહા[3] તેહ.

કહે છે (રાજા) ધર્મે ધર્મ જ રાખ્યો, તેનો નહીં કાંઈ વાંક,
તારો કુંઅર તાં મહા કઠિણુ છે, તે તાં આડો આંક.

---

૧ પાણી. ૨ ભૂત, ભવિષ્ય, ને વર્ત્તમાન. ૩ હસ્તીનાપુર, હાથીનું નગર.

વિષ્ટિયો તો આવ્યો હુતો, ચૌદ લોકનો નાથ,
તેહ તણું તાં કહ્યું ન માન્યૂં, પછે ઘસિયા હાથ.
તેહ જતાં ના ભરખી નાંખ્યો, ભૂંડૂં કીધૂં કામ,
કહ્યૂં ન કીધૂ કુંઅર તહ્મારે, બહૂ યોદ્ધ મરાવ્યા ઠામ.
કહે સંજય સાંભળ રે રાજા! નહીં બોલૂં અસત્ય,
દશ દિવસે પિતામહ પડિયા, જેને માગ્યૂં આવે મૃત્ય.
ભીષ્મ સરીખા યોદ્ધ પડિયા, પછે ખાધી મનમાં હાર,
પાંચ દિવસ તાં યુદ્ધ કરીને, પડિયા દ્રોણાચાર.
કહ્યૂં ના કીધૂં તે કારણ તો, મોટા પામ્યા મર્ણ,
બે દિવસ તાં યુદ્ધ કરીને, પડિયો ક્ષત્રી કર્ણ.
મધ્યાહ્નને ભડ શલ્ય પડયો ને, કીધૂં યુદ્ધ અપાર,
(હવે) જે ગત તારો કુંઅર રજ પડિયો, તે ગત્ય કહૂં વિસ્તાર.
બાજી કથા તાં ઉદ્યોગ પર્વતો[1] સંક્ષેપે કહી જેહ,
ગદા પર્વ તાં કહૂં વિસ્તારી, સાંભળાએ જી તેહ.

---

## કડવું ૪ થું

સંજય વાણી ઉચરે, રાજા તાં શ્રવણે ધરે,
મોટા તે યોદ્ધ તાં ધરણી ઢળ્યા રે.

### ઢાળ

મોટા યોદ્ધા ધરણી ઢળ્યા, પર્વત સરખા પ્રોઢ,
તારો કુંઅર પછી થયો એકલો, તે થઈ રહ્યો દિગમૂઢ.

---

[1] આ ઉપરથી જણાય છે કે કવિ નાકરે ઉદ્યોગ પર્વ પણ રચ્યું છે.

તારા કુંઅરને ચઢયો ઉકાંટો, ઉભા અંગના રોમ,
જ્યાં જુએ ત્યાં કવચ સેન્યા, શૂર પડયા રણ ભોમ.

અંગે બેરખા કર મધ્યે શોભે, મસ્તક મુકટ વિશાળ,
કુંડળ સહિત કમળ[1] ત્યાં પડિયાં, નિર્ખે વદન ભૂપાળ.

પછે પિતામહ પોઢયા હુતા, માનુભાવ રાજન,
ત્યાં દુર્યોધન ચાલી આવ્યો, કરતો અતિ રૂદન.

હો પિતામહ! હો ભીષ્મજી! એમ કરે વિલાપ,
તુજ પાખે અમો કેઈ પેરે રહીશૂં, અંગ પછાડે આમ.

તૂં મારા મંદિરનું માંડણ, સેન્ય તણો તૂં સહાય,
તુજ પાખે અમો કેઈ પેરે રહીશૂં, કહે દુર્યોધન રાય.

ભીષ્મ કહે સાંભળ દુર્યોધન, કાંઈ મ ધરશો રોષ,
સુખ પૂંઠે દુઃખ વેહેલૂં આવે, કોને ન દીજે દોષ.

તેં ત્યાં અમારૂં કહ્યૂં ના માન્યૂં, તં તો રાજા અજાણ,
અમો તુહ્નને આશ્રે માટે, આપી છૂટયા પ્રાણ.

તારી પ્રીતિ અહ્મો ઉપજાવી, બાંધી આપ્યૂં તન,
તે તાં અહ્મો નર વહાને, છૂટયા, સાંભળ દુર્યોધન!

ફોકટ માટે કલહો[2] કરીને, વર્તાવ્યો સંહાર,
કહે સંજય સાંભળ રે રાજા! તારો કઠિણ કુમાર.

તારો કુંઅર પછી થયો એકલો અને કરે રુદન,
પાંચે પાંડવ પર્વત સમાને, સાથે જગજીવન.

---

૧ મુખ. ૨ કલહ, કલેશ.

પાંચ વીર વૃકોદર ગાજે, ગાજે ગિરિ ગંભીર,
શૂર સઘળા કરે ગર્જના, ધનુર્વિદ્યાના ધીર.
તારો કુંઅર પછે થયો એકલો, અને કરે રુદન,
સંજય વાણી એણી પેરે બોલે, સાંભળીએ રાજન!
તારા કુંઅરને મૂર્છા આવી, નહીં સાન ને વાન,
પેરે પેરે ત્યાં પ્રસંશી એને, કર્યો તાં સાવધાન.
તારા કુંઅરને પાસે ઉભા, આચાર્ય બળવંત,
જેહને સહુ સન્મુખ છે રે, માનુભાવ માહંત.
તારા કુંઅરની પાસે ઉભા, અશ્વત્થામા યોદ્ધ,
અને વળી કૃતવર્મા ઉભા, દે છે ત્યાં પ્રતિબોધ.

---

## કડવું ૫ મું—રાગ સામગ્રી

પેરે પેરે પ્રીછાવ્યો તેહ રાજનજી, મૂર્છા વાળી કર્યો સાવધાનજી.

### ઢાળ

સાવધાન કીધા રાઓજીને, અને સુભટ દે પ્રતિબોધ,
અવસર નથી આ આંસુપાતનો, એમ ના કીજે યોદ્ધ.
શત્રુ હસારત કાં કરો? છો, બાપ દુર્યોધન!
ઉઠો બાપ! એમ ન કીજીએ, આજ આવડૂં રુદન.
અરે કૃતવર્યા તહ્મો સાંભળો, એમ દુર્યોધન કહે વાણુ,
હવે સહી નિરાશ થયો, જવ પડ્યો શલ્ય સુજાણુ.

હવે પિતામહ સરખો પડયો, જે હુતો યુદ્ધને મુખ,
શલ્ય પડયો જયારે સાંભળ્યો ત્યારે પડયું મુજને દુઃખ.

મુજ્હે આશા હુતી અતિ ઘણી શલ્ય ઉપર ભડ ભાર,
મેં જાણ્યૂં પરાજય થશે રે, પાંડુ તણા કુમાર.

અંતરગત તાં અતિ ઘણી, મારે મન મોટી દાઝ,
હવે મારૂં નહીં સર્યૂં રે, પાંડવ કરશે રાજ્ય.

અશ્વત્થામા ઉચરે તાં રાય! તું અવિચાર,
ગઈ પૃથ્વી વાળશું જો, અંગ કુશળ આ વાર.

કુરૂક્ષેત્રમાં પરાજય થશે તો તાં મરણ મોક્ષ,
આવી વરસે અપ્સરા ને પામશો સ્વર્ગ લોક.

શુર સઘળા મળી એકઠા, રાયને દે છે ધીર,
સાહી ગદા ભડ આવિયો રે, વૃકોદર ત્યાં વીર.

અરે કયાં ગયો રે? કયાં ગયો? દુર્મતિ દુર્યોધન,
સાંધે સાંધે કરી જુજૂઓ, મોકલૂં યમસદન.

મધ્યાહ્ન ઉપર વહી ગયો રે, દિવસ ઘટિકા[1] ચાર,
શાંત થઈને કયાં ગયો? એ, અંધ તણો કુમાર.

ત્યારે ઉધ્રકીને ઉઠિયો રે, વૃકોદરને તાપ,
શાંત થઈને જળ મધ્યે, પછે નંખાવ્યૂં છે આપ.

અદૃષ્ટ થઈને તે રહ્યો જળ મધ્ય ઊંડો સાર,
ઉદર અર્થે આહેડી[2] તે આવ્યો વન મોઝાર.

---

૧ ઘડી ૨ ભરવાડ, આહીર

તેણે નયણે નિરખિયો, જળ મધ્ય પડતો રાય,
પછે અણબોલ્યો રહ્યો તે, વિચારી મન માંહ્ય.
સંજય વાણી ઉચરે રે, સાંભળીએ રાજાન!
વીતક કહૂં તારા કુંઅરનૂં, તૂં કરે શ્રવણે પાન.

---

## કડવું ૬ ઠ્ઠું–રાગ મેરી

કૃપાચાર્ય ત્યાં આવિયા રે, અશ્વત્થામા મુન,
તેણે નયણે નિર્ખીયો રે, નાશતો દુર્યોધન.
ઉપકંઠે[1] આવી રહ્યા રે, કૃતવર્મા ત્યાં યોદ્ધ;
અહ્મો તહ્મારી સાહે છૂં રે, વીર દે પ્રતિબોધ.
અશ્વત્થામા રાય ને રે, દે છે તાં પ્રતિબોધ,
તહ્મો જળ માંહિથી નીસરો રે, દુર્યોધન! મહા યોદ્ધ.
મધ્યાહ્ન ઉપર વહી ગયો રે, દિવસ ઘટિકા ચાર,
દ્વાદશ ઘટિકા પૂઠે રહ્યો રે, વહેલા થાઓ રાજકુમાર!
પ્રભાતે હું પંચાલનો રે, પ્રલય કરૂં ત્યાં ઠામ;
આજનો દિન તહ્મો નરવહો પછી, કાલ મારૂં કામ.
ધૃષ્ટદ્યુમ્નનો રે, દેહ દમૂં રે, જેણે હણ્યો મારો તાત,
આજનો દિન તહ્મો નરવહો, પછે ભડશૂં પ્રભાત.
સંજય વાણી ઉચરે રે, અને ઉધ્રકયો તે મન,
ગાંધારી ગદ્દગદ કંઠ થયાં રે, દુઃખ પામિયો રાજન.

---

૧ કિનારે, કાંઠે.

અરે સંજય બાપડા રે શું વીત્યું મુજ પુત્ર,
હવે મારૂં હોઈ સરયૂં રે, અને ભાગ્યૂં ત્યાં ઘરસૂત્ર.

કુંઅર તારે રૂડૂં ન કીધૂં રે, મન આણી રીસ,
ભરી સભા માંહી ચીર કાઢ્યાં, ઉઘાડૂં થયું શીસ.

કુંઅર તારો નાસી ગયો રે, તે ભીમના ભય માટ,
હીંડે વૃકોદર ખોળતો રે, મન આણી ઉચાટ.

વૃકોદર વિહ્વલ થયો રે, અને કહીં દેખે સૂત્ર,
(પણ) હીંડે દળ મધ્યે ખોળતો રે, તે પાંડુ કેરો પુત્ર.

આવીને ઉભો રહ્યો રે, અને વૃકોદર કહે વાત,
સર્વ મેં સંભાલિયૂં રે, પણ કહીં ન આવ્યો હાથ.

કર ચઢ્યો જો મૂકિયો રે, તો કૂડૂં કીધૂં કામ,
ફોકટ માટે યુદ્ધ કરી બહુ, યોદ્ધ મરાવ્યા ઠામ.

પિતામહ પરાજય કર્યો રે, અને દ્રોણાચાર્ય સ્વામ,
શત બંધવ એના સંહારિયા રે, વળી કર્ણ માર્યો ઠામ.

પાપ ત્યાં પ્રૌઢાં કર્યાં રે, અઘટતાં આ વાર,
ક્ષય કર્યો ગુરૂ ભ્રાતનો રે; પણ કષ્ટ નાવ્યૂં ઠાર.

એ તો મારા કુળનૂં મૂળિયૂં રે, વિષ વેલડી ને વીર,
એને માર્યા વિના મુજને રે, નહીં સૂખ શરીર.

બીજા માર્યા તે ફોકટ ગયા રે, અવની ઉઠી આજ,
એહુંને અહ્નો કરડશૂં રે, મારશૂં મહારાજ.

પિતૃ તો પાણી લે જો, શત્રુને દીજે દંડ,
રેખ ન મૂકૂં જીવતો જો, ત્રુટી પડે બ્રહ્માંડ.

ભલૂં જો નાશી ગયો તો, શા કરૂં ઉચાટ,
કાલે નાશી કાંહાં જશે ? માથા વચ્ચે પાડીશ વાટ.
ઘર લગણુ રાખ્યો આમલો, ઉભેલ્યો કાં તેહ,
શત્રુ કેરી દાઢ માંહાંથી, છૂટશે કિમ એહ.
હવે નાશી શૂં ગયો રે, ખોઈ ક્ષત્રીમાં મામ,
આજનો દિન કાય બાંધતો તો, સરત સઘળાં કામ.

---

## કડવું ૭ મું—રાગ સામેરી

સંજય કહે રાય સાંભળો રે, વૃકોદર વચન,
વળી હીંડે દળ મધ્યે ખોળતોરે, તે પાંડૂ કેરો તન.
વળી સાદ પડાવિયો રે, સેવક વદતો વાણુ,
દુર્યોધન કહી આંહાં સતો કો, કરે સુભટ સુજાણુ.
તેને ગજ રથ આપૂં અતિ ઘણા, શોભિતાં સિંહાસન,
પાલખી આપૂં અત્ય[1] ઘણી, અત્ય ઘણૂં આપૂં ધન.
અશ્વ આપૂં અતિ ઘણા, ઝાઝા જળગતિ[2] જેહ,
પાખર સહિત પલાણુ માંડી, રાય આપે તેહ.
અતિ મહા મનોહર વસ્ત્ર આપૂં, કનક ભૂષણુ વિશાળ,
કો કેહે રે છતો આંહાં, દુર્યોધન ભૂપાલ.
ભેટ માંહાં આપૂં પરમણૂં, મહા ગામ મોટાં મન,
કો કહે અહીં દીસે છે ધૃતરાષ્ટ્ર કેરો તન.
એમ ગાઢે પડો વજડાવિયો, બોલ્યા મુખ વચન,
એવો કો શહી શોધ લાવે, કહીં છતો દુર્યોધન.

---

૧ અતિનું જૂનું રૂપ. ૨ પાણીપંથ.

(ત્યારે) આહેડી એમ ઉચરે રે, માંહો માંહે વચન,
આપણે નયણે નિરખિયો રે, નાસતો દુર્યોધન.
સંભળાવીએ જઈ રાયને તો, કરે બહુ પસાય,
તે ધન આપે અતિ ઘણું, રળીઆત થઇને રાય.
પછે આપણ મૂકીએ રે, મહા અધમ કર્મ,
(પછે) નિત્ય પ્રત્યે આચરીએ રે, સહી ધર્માધર્મ.
પછે આવી કહ્યૂં ભીમને, તાંહાં તેમણે તતકાળ,
સ્વામીજી! અહ્મો જાણૂં છૂં રે, દુર્યોધનની ભાળ.
નાશીને ત્યાંહાં રહ્યો છે પેલા સરોવરોમાં રાય!
એવૂં કેહેતાં હર્ષ પામ્યો, કીધો બહુ પસાય.
ભીમે તેને આપિયાં રે, વસ્ત્રાભૂષણ જેહ,
ધન આપ્યૂં અતિ ઘણૂં, રળીઆત કીધો તેહ.
પછે તેહને તેડી લાવિયા, જ્યાં બેઠા ધર્મ ભૂપાળ,
સ્વામીજી! આ જાણે છે રે, સુયોધનની ભાળ.
એવૂં કેહેતાંમાં હરખિયા રે, પાંડુના કુમાર,
વિમાસણ હવે છે કશી, જીવન જગદાધાર.

---

## કડવું ૮ મું—રાગ ગોડી

કહે સંજય સાંભળ રે રાય, તેને ભીમે કર્યો પસાય,
સંતોષી વળાવ્યો તેણી વાર, કરે સજાઈ[1] પાંડૂ કુમાર.

---

૧ તૈયારી.

તારા કુંઅરને સેન્યા અતિ ઘણી, અક્ષોણી ત્યાં અઢાર ગણી,
તેમાં સત્તર પામી મરણ, અક્ષોણી એક રહ્યા ભડ જન.

કૃપાચાર્ય કૃતબ્રહ્મા[1] યોદ્ધ, બાકી સહૂ કીધૂં રણ શુદ્ધ,
રહ્યો અશ્વત્થામા રે મુન, એક રહ્યો તારો દુર્યોધન.

ખટ[2]અક્ષોણી અગિયાર તમ તણી,સાત અક્ષોણી પિતરાઇ તણી,
કહે સંજય સાંભળ રે સાર, એમ કરતાં અક્ષોણી અઢાર.

તેમાં સત્તર પામી મરણ, અક્ષોણી એક રહ્યા જડ જન,
પાંચ પાંડુ તણા કુમાર, મારીને વાળ્યો સંઘાર.

પડે શીષ જાણે મેહ વૃષ્ટ, જાણે બ્રહ્માએ ઉપાડી સૃષ્ટ,
કહે સંજય સ્વામી! શું કહૂં? જીવ તણી સંખ્યા નવ લહૂં.

કુંડળ સહિત કમળ ત્યાં પડયાં, ધડ પાખે[3] હીંડે રડવડયાં,
નદીપ્રવાહ ત્યાં ચાલ્યૂં પૂર, જેમ વાદળે ઢાંકયો સૂર.

જે કેહેવાતૂં શ્રી કુરૂક્ષેત્ર, તે મારીને કીધૂં રણક્ષેત્ર,
શૂર સબળા કરે વિચાર, તારો કુંઅર રહ્યો દ્રહ[4] મોઝાર.

(પછે) વેગે કરીને રથ જોતર્યા, શૂર સબળ ત્યાંથા સાંતર્યા,
ચઢી ચાલ્યા હણવા ભૂપાળ, પાંચ વીર વદન વિકરાળ.

કહે સંજય સાંભળ ભૂપાળ! (ત્યાં) રથ બેઠા શ્રી દીનદયાળ,
ભીમ તણી તાં છૂટી ચાલ, રક્ત નેત્ર પાવકની જ્વાળ.

કરે ગર્જના મારે ફાળ, કાંહાં ગયો દુર્યોધન ભૂપાળ!
જયમ તરૂવરની છેદૂં ડાળ, મારીને ઘાતુ ખરતાલ.

---

૧ કૃતવર્મા. ૨ ૭ ને ૧૧, ૧૭ થાય તે બરોબર નથી. ૭ ને પાંચ જોઈએ. ૩ વિના. ૪ દ્રહ—એટલે સરોવર.

વિમાસે કૃપાચાર્ય, કૃતવર્મા વીર, અશ્વત્થામા દેતા ધીર,
સાંભળ દુર્યોધન! તું વીર, એવે આવ્યો વૃકોદર ધીર.
કેમ ઓળવાઇ રહ્યા છો રાય? ઊંડો પેસે તું જળ માંહ્ય,
વૃક્ષ હેઠલ રહ્યા મહાવીર, ધનુર્વિદ્યા જે જાણે ધીર.
આંહાંથા લેશૂં[1] સઘળો મર્મ, લેશૂં બે જણા તણાં પરાક્રમ,
રાજા ઊંડો ચાલ્યો જળ મધ્ય, જેણે સ્થાનક હુતા મહા દ્રહ.[2]
(પછે) ભીમ આવ્યો ને ભેદ જ લહ્યો, કચ્છપની[3] પેરે નાશી ગયો,
ઊંડો પેઠો તે જળ માંહે, જેમ ખોળ્યો નવ લાભે ત્યાંહે.

---

## કડવું ૯ મું—રાગ મારૂણી

કહે સંજય સાંભળ રે રાજા! સ્થાનક સ્થિર કર મન રે,
તેણે સમે ત્યાં પાંડવ પ્રકટયા, કુંતાકુખરતન રે.
આયુધ અંગ ધનુષ ત્યાં ધરિયાં, સાથે જગજીવન રે,
તેણે સમે મહા જળ સ્તંભીને, રાખ્યું દુર્યોધન રે.
ગદા ગ્રહી પડયો પાણીમાં, સ્થાનક સ્થિર કરી મન રે,
મહા જળ સ્તંભ્યૂં દેખીને, એમ કહિયૂં જગજીવન રે.
આ ગત તો અદ્‌ભુત જ દીસે, સુણીએ ધર્મરાજન! રે,
હા! સ્વામી! એ કળ્યૂં ન જાય, એમ કેહેતા અર્જુન રે.
હા, સ્વામી હું વિસ્યમ પામ્યો, જળ જોઈ તતખેવ રે,
તારી ગત તાં તૂંહ જ જાણે, દેવાધિનો તૂં દેવ રે.

---

૧ જાણીશું. ૨ ધરો. ૩ કાચબો.

તૂં કર્તા ને તૂં સંહર્તા, સ્વામી! સારંગપાણુ રે,
કોણુ માત્ર અમો અલ્પ જીવડા ? ભૂંડા મૂઢ અજાણુ રે.

જ્યાં જ્યાં યુદ્ધ કર્યાં અતિ વસમાં, ત્યાં પામ્યા બહુ માન રે,
તૂં અમારા શિરપર સમરથ, સ્વામી શ્રી ભગવાન રે.

જુઓ યુધિષ્ઠિર ગત સંસારની, એમ કહે શ્રી અવિનાશ રે,
દુર્યોધનને મન કલ્પના, હજી ઊગરવાની આશ રે.

હજી રાજ્ય વિષે મન તત્પર એનૂં, ના જાણે એ ગાઢ રે,
ભીમ તણી ગદાને મોંઢે, ભૂકો થાશે હાડ રે.

પાપી, જિત્યા નથી જાણુતો, રૂઠયા છે મહારાજ રે,
એનૂં પાપ તાં એને લાગ્યૂં, એમ કહે ધર્મરાય રે.

શાંતનુ સરખા સુર નીપાતા, ગુરૂને દક્ષિણા આપી રે,
પિતામહ સરખો પરાજય કીધો, જેણે સૈન્યને નાંખ્યૂં કાપી રે.

મન મમતા હજી રાજ્ય તણી રે, કરે કલ્પના એહ રે,
શૂં જીવ્યૂં ભાઈ! સ્વજન વિના રે, ધિક્ક પડો તારી દેહ રે

મૃત્યુ ભલૂં જે મામે મરીએ, એમ કહે જગજીવન રે,
હવે જીવી શ્યા કાંદા કાઢશો ? રાજા દુર્યોધન ! રે.

દુર્બળ દીન[1] અને દામણા દોહિલે ભરવૂં પેટ રે,
જેના દિન મહા દોહિલા જાયે, પર ઘેર કરતાં વેઠ રે.

કાં ભિક્ષુક ને સૌભાગ્ય રાય, સહુને મમતા એહ રે,
સુણો યુધિષ્ઠિર ! મુખ આપણે, મૃત્યુ ન વાંછે કોય રે.

---

૧ ગરીબ રાંક.

પ્રપંચે જો પરાજય કીજે તો, પામીજે હ જિત રે,
પૂર્વે મેં જેમ પરાજય કીધા મહા મોટા ત્યાં દૈત્ય રે.

રઘુનાથે રાવણુની ટાળી, સીતા કારણુ સાખ રે,
પ્રપંચે જો પરાજય કીધા, હિરણ્યકશ્યપ હિરણ્યાક્ષ રે.

શત અપરાધ ગણીને માર્યો, દંતવક્ર શીશુપાળ રે,
કૂડ કરીને નાસી આણ્યો કાળ યવનનો કાળ રે.

જરાસંધની જરા વિદારી ત્યાં દીધો પ્રપંચ રે,
કેશ ગ્રહી કંસાસુર માર્યો, ત્યાં કીધા બહૂ સંચ રે.

મોટા દૈત્ય માયાવી માર્યા, કીધા પ્રપંચ પ્રકાર રે,
વસુધા સુખને અર્થે ઊતારવા, ભૂમિ તણો તો ભાર રે.

તૂં જળ માંહી નાશીને પેઠો, કોણ ક્ષત્રીનો ધર્મ રે,
જાઓ યુધિષ્ટિર જઇને પ્રીછવો, વચન વિવેક કરી મર્મ રે.

જળ ઉપકંઠે ગયા યુધિષ્ઠિર, ધર્મધુરંધર ધીર રે,
શું દુર્યોધન નાશી પેઠો ? વેશ લજાવ્યો વીર રે.

ખરી ક્ષત્રીવટ વઢયો ના ભાઈ ! માયા મમતા મેહેલ રે,
કે અહ્મો તુજને પરાજય કરશૂં, કે તૂં મારી ઠેલ રે.

કે મહીતલ ભૂપત અહ્મો થાશૂં, કે તૂં કરજે રાજ્ય રે,
કે અહ્મો તુજને દેહ છંડાવશૂં, કે જાશૂં વનવાસ રે.

## કડવું ૧૦ મું—રાગ વેરાડી

કહે સંજય સાંભળ રાજન! જળ થકી બોલ્યો દુર્યોધન.
તમે રાજ્ય કરો યુધિષ્ઠિર રાય! હું મારે જાઉં છું વન માંય.

તહ્મો તહ્મારે લીલા કરો, હૂં ભૂંડું મુખ લઈ જાઉં છું પરો,[1]
હવે કોણ વ્યવસ્થા મારે આજ, સુભટ પડયા મન મોટી દાઝ.

એણે સંગ્રામે સહાર્યા ઘણા, સો ભાઈ એક માના જણ્યા,
તે પડતે ભાગ્યૂં ઘરસૂત્ર, (હવે) મારા પિતાને એક જ પુત્ર.

ભાઈઓનૂં દુઃખ લાગે તે હજી, તે માટે મૂકો બાપજી,
તે માટે મૂકો મારા વીર! હવે નહીં દમૂં તમ શરીર.

રાય યુધિષ્ઠિર એમ ઊચરે વેરી કર ચઢયો કાલાવાલા કરે,
આજ તૂં એમ કહો છો ભૂપ, મૂકયા પૂઠે નવૂં સ્વરૂપ.

તેં અમ સાથે ઓછી નથી કરી, તે વેળા કેમ જાયે વિસરી,
વિરાટથી આવિયા અહ્મો, (ત્યાં) રાજ્ય ત્યાં કરતા'તા તહ્મો.

તારો લેહેતા[2] સઘળો મર્મ સત્ય વચન પાળતા ધર્મ,
વિષ્ટિએ મોકલિયા કૃષ્ણ, પેરે પેરે કીધૂં ત્યાં પ્રશ્ન.

ત્યારે તૂંય ગુમાને ચઢયો, તે તાં બોલ આપ્યો ઊથલો,
સોય તણા ત્યાં અગ્ર જેટલી, નાપૂં ભોમ પાંડવને તેટલી.

(ત્યારેક) વિનય કરી તૂં ભાંજત રાઢ, તો હું જાણુત તારો પાડ,
ચંપાણો તૂં કહો છો આજ, જાઓ કરો તહ્મો સઘળૂં રાજ.

---

૧ આઘો દૂર. ૨ જાણતા.

તારા સરખો નથી મારે ધડો, હું ક્ષત્રીની કૂખે પડગો,
તારી આપી વસુધા લઊં, શું ક્ષત્રીનુ વીર્યજ ના હૂં.
વીર્યવંત અહ્મો પાંચે ભ્રાત, સાથે તો વળી વૈકુંઠનાથ,
તે સાથે તાં એવી પ્રીત, જ્યાં જોઈએ તાં અહ્મારી જિત.
પિતામહ પ્રાજે કયો, જડ બુદ્ધિ તારો કો આશરો?
દુર્યોધન! સૂણ બોલ જ ખરો, નાઠા માટે નહીં ઊગરો.
તેં કીધૂં મહા અધર્મ કર્મ, તેં ખોયો ક્ષત્રીનો ધર્મ,
જળ માંહેથી કહે દુર્યોધન, સાંભળીએ હો ધર્મરાજન!
મૂજને મૂકો જો આ વાર, નહીં રહૂં નગર મોઝાર,
તહ્મો જ્યાં આપશો સ્થાનક કરી, રહીશૂં મુનિવ્રત આચરી.
દીન વચન દુર્યોધને કહ્યાં, તેણે ધર્મને આવી દયા,
પાછા વળિયા રે તવ ભૂપ, આવે છે ત્યાં અકળ સ્વરૂપ.
ભગવંતે વાણી ઊચરી, કહો ધર્મ શૂં આવ્યા કરી?
ધર્મરાયઃ બોલ્યા એમ વાણ, સાંભળીએ હો સારંગપાણ!
આજ એવો શોભે રાજન, (જેમ) વૃક્ષ તણાં ખરી ગયાં પાન,
(જો) જાણુશે તો થયૂં છે ધણું શૂં કીજે જો લોહી આપણૂં?
દીન વચન કહ્યાં દુર્યોધન, તેણે કરી મારૂં વળિયૂં મન,
અજાતશત્રુ[1] મારૂં નામ, મારે શત્રુ મિત્ર નહીં સ્વામ!
મારે સહુકો છે સમ તોલ, કલહો[2] કર્યો બાંધવને બોલ,
એણી પેરે બોલ્યા જગજીવન, સાંભળીએ શ્રવણે અર્જુન!

---

૧ જેને માથે કોઈ પણ શત્રુ નથી. ૨ કલેશ કલહ.

એ તો કહીએ ઘેલો ધર્મ, એ તાં કાંઈ ના જાણે મર્મ,
છંછેડી વિષધર[1] મૂકીએ કે તેહનૂં પૂરૂં કીજીએ.
છંછેડયો વેરીને વ્યાલ[2] એ કૌરવરાય તમારો કાળ,
એણે તમ સાથે ઓછી નથી કરી, તે વેળા કેમ ગઈ વિસરી.
લાખાગૃહે મોદક વિષ તણા, એણે પ્રપંચ કીધા ઘણા,
સભા મધ્ય આણી સુંદરી, દુઃશાસને ચીર કાઢયાં ગ્રહી.
દ્યૂતશાળા હારયૂં ગજ ધન, દ્યૂત રમાડી કાઢયા વન,
વન માંહી મોકલ્યા મુનિજન, દુર્વાસા કરવા ભોજન.
મુનિજન દેતા મન શાપ, પોતે પુણ્ય ઉતારિયાં આપ,
અરે રાજા! તૂં ગિહિલો આજ, વેરીશૂં ના ધરવો વાદ,
વેરનૂં જે ના લહે મન, (તે) કહૂં દષ્ટાંત સૂણો રાજન!

---

## કડવું ૧૧ મું—રાગ વેરાડી

ઋષિમુખ પર્વત, ઉપર, રાઘવજી ચાલ્યા તે રઘુરાય રે,
શોધ લેવા સીતા કેરી, ચાલ્યા તાં નીજ ભાય[3] રે.
મુખ કરમાણૂં શોકવંત રે, દીસે છે રઘુરાય રે,
અરૂણુ તાં શ્વેત થયા રે, એણી પેરે મારગ જાય રે.
ઋષિમુખ પર્વત ઉપરે; ભાઈ! ધન્ય ઋષિ સાર રે,
તે પાસે છે પંપા સરોવર, નિર્મળ તેહનૂં વાર[4] રે.

---

૧ સાપ. ૨ સાપ. ૩ ભાઈ. ૪ વાણી, પાણી.

ત્યાં વૃક્ષ અનુપમ દીસે, જાંબુ ને જંબીરાં રે,
કલ્પવૃક્ષ ઉત્તમ ફળ રૂડાં દાડમ દ્રાક્ષ બીજોરાં રે.

ત્યાં સોપારી શોભે અતિ સારાં, પીપળ પ્રોઢાં પાન રે,
મોટા મુનિવર માયા છાંડી, ધરે છે ત્યાં ધ્યાન રે.

તે સરોવરનો મહિમા કેવો, મહા મોટો અપાર રે,
શોકવંતના શોક નિવારે, મર્જન કરતાં વાર રે.

વેગે આવી રઘુનાથે, કીધું છે ત્યાં સ્નાન રે,
મર્જન અંગે કરે રે લક્ષ્મણ, ધરે શ્રી રામનું ધ્યાન રે.

શોક ગયો રળીઆત થઈને, બેઠા છે રઘુરાય રે,
તેણે સમે વાલી રાજ્ય કરે છે, નગર કિષ્કિંધા માંય રે.

તેહનું નામ યુગપ્રસિદ્ધ છે, વાલી મહા રાજાન રે,
તેને ઘેર જાંબુવાન વાનર છે, તેને અતિ ઘણું માન રે.

નલ નીલ તેને ઘેર વાનર, લઘુ વય બેહુ સમાન રે,
બીજા તણો કાંઈ પાર ના જાણું, તેનાં નામ તણાં અભિધાન રે.

જેહ તણી જનેતા અંજની, તપ કરતી ધરતી ધ્યાન રે,
પયશ્રવા પર્વતથો કટકી તેહનો સુત હનુમાન રે.

તેહને ઘેર વાનર છે રે, વાયુ તણો સુત જેહ રે,
બાળ કરતાં જઈને વળગ્યો, સૂર્ય તણો રથ તેહ રે.

તે માંહી છે ગતિ અદકેરી, અધ ઘડીમાં ઉત્પન્ન રે,
મોટૂં કાર્ય કરીને આવે, રીઝવે રાય મનનૂં રે.

તેને ઘેર વૃદ્ધ વાનર છે, નામ સુષેણ અતિ ખ્યાત રે,
રાજકાજ પૂછીને કરે, તેને સુગ્રીવ છે લઘુ ભ્રાત રે.

તે સુગ્રીવ છે ઘણું બળિયો, તેનો મોટો છે મહિમાય રે,
તેણે સમે એક દૈત્ય જ આવ્યો, નગર કિકિંધ્યા માંહ્ય રે.

વાત સુણી વાલી વેગે પધાર્યો, યુદ્ધ કરવા તેની સાથ રે,
હાક મારીને દૈત્ય હાકલ્યો, આવ્યા બેહુ જણ બાથ રે.

અન્યો અન્ય યુદ્ધ કરંતાં, મારી ઠેલ્યો દૈત્ય રે,
પૂઠે થકી ત્યાં કેડ જ કીધી, સુગ્રીવ ભ્રાત સહિત રે.

તેણે સમે દૈત્ય નાશી પેઠો તાં ગુફા મોઝાર રે,
પૂંઠે થકી ત્યાં વાલી જ પેઠો, સુગ્રીવ રાખ્યા બહાર રે.

એમ કરતાં બે માસ થયા રે, યુદ્ધ કરતાં અપાર રે,
અન્યોઅન્ય સંગ્રામ કરંતા, તેના પડછંદા વાગે બહાર રે.

તેણે સમે તે પર્વત ઉપર, ધ્યાન ધરે મુનિ જન રે,
દૈત્ય તણા શોણિતના છાંટા, આવી લાગ્યા તન રે.

ત્યારે ધ્યાન થકા જાગ્યા ઋષિ વિમાસે ત્યાં મન રે,
કાંહાં થકા શોણિતના છાંટા, આવી લાગ્યા તન રે.

આજ પાખી આ પર્વત ઉપર, નથી હવુ ઉત્પાત રે,
દૈત્ય તણા શોણિતના છાંટા, નિશ્ચય ત્યાં નિરધાર રે.

સહી વાલી ત્યાં દૈત્ય વિદાર્યો, પેલી ગુફા મોઝાર રે,
(ત્યારે) કોપ કરી ઋષિ માતંગ બોલ્યા, સાંભળો અશરણ શરણ રે.

ઋષિમુખ પર્વત ઉપર આવે તો, થાય વાલીનું મરણ રે.

## કડવું ૧૨ મું

તે માટે ઋષિજીએ વાલી શાપ્યો, સુગ્રીવ રહ્યો બહાર,
ષટ માસ ત્યાં પેઠે થયા, મારો ભાઈ માર્યો નિરધાર.
સહી દૈત્યે ત્યાં વાલી વિદાર્યો, તેના છાંટા આવ્યા બહાર,
પછે મોટી શિલા મુખ આગળ દેઈ રૂંધ્યું ગુફાનું દ્વાર.
વેગે વિછેદે તે ત્યાંહાં આવ્યો, નગર કિષ્કિંધા માંહ્ય,
તારાને અર્ધાંગના કરી, રાજ્ય બેઠો ત્યાંહ્ય.
મુહૂર્ત જોઈ સિંહાસન બેઠો, ચમર ઢોળવે શીસ,
મોટા વાનર મુખ આગળ, રહ્યા નામી શીશ.
તેહ તણું પ્રધાનવટું રે, કરે છે હનુમાન,
દૈત્યે સહી ત્યાં વાલી માર્યો, સુગ્રીવ થયો રાજાન.
પછે વાલીએ દૈત્ય વિદાર્યો, પેલી ગુફા મોઝાર,
તેને શોધ્યૂં લાભે નહીં રે, ગુફા તણું ત્યાં દ્વાર.
એમ કરતાં દિવસ કેટલે, શોધી કાઢ્યૂં બાર;
પાટુ મારીને શલ્યા ઉઘાડી, નીકળી આવ્યા બહાર.
વેગે વિછેદે તે તાં આવ્યો, નગર કિષ્કિંધા માંહ્ય,
જુએ તો ત્યાંહાં ભાઇ તણું, વર્ત્યૂં છે ત્યાં રાજ.
ચાલી આવ્યો નગર સમીપે, પડિયો હાહાકાર,
સુગ્રીવ રાજ મૂકીને નાઠો, વાલીએ કીધી વાહાર.
એ ભૂંડો મારી કેડ ન મૂકે, નિશ્ચે તાં નિરધાર,
જ્યાં જાઊં ત્યાં પૂઠે આવે, કરતો પ્રોઢા પ્રહાર.

જો હું આંહાંથો નાસી જાઊં, બ્રહ્મસદન મોઝાર,
ત્યાં પાપી મુજ પૂઠે આવી, મુજને ઠાર.

જો હું આંહાંથો નાશી જાઊં, ઈંદ્રસદન મુઝાર,
ત્યાં પાપી મુજ પૂઠે આવે, કરતો પ્રોઢા પ્રહાર.

જો હું આંહાંથો નાશી જાઊં, શેષનાગ જ્યં વરૂણ,
ત્યાં પાપી મુજ પૂઠે આવી, પમાડે ત્યાં મરણ.

હું આંહાંથો નાશી જાઊં, સમૂદ્ર પેલે પાર,
એ માંહે ગત એવી છે જે, આવે તેણે ઠાર.

જેણે રાવણ રાખ્યો કક્ષાપટ,[1] માંહી ખટ માસ,
યક્ષ કિન્નર મુનિ જનને, તેહ તણો ત્રાસ.

એમ ભાગતાં કહીં ન છૂટીએ, નિશ્ચય તાં નિર્ધાર,
એ વાલી ત્યાં દૈત્ય વિદાર્યો, પેલી ગુફ મોઝાર.

ઋષિમુખ પર્વત ઉપર, બેઠા છે મુનિજન,
દૈત્ય તણા શોણિતના છાંટા, આવી લાગ્યા તન.

એ પાખી ત્યાં કહીં ન છૂટીએ, નિશ્ચય ત્યાં નિર્ધાર,
તે માટે મુનિ રાખશે મુને, ઋષિજી કરશે સાર.

વેગ વિછેદે તે ત્યાં જઇને પર્વત ઉપર પડિયો,
મૃત્યુ આપણું જાણી કરીને, વાલી વેગે વળિયો.

---

૧ કાખ—બગલ—માં.

## કડવું ૧૩ મું-રાગ સામેરી

વાલી વેગે આવિયો, કિષ્કિધા મોઝાર,
ત્યારે સુગ્રીવ મારી કાઢિયો, ઋષિમુખ પર્વત મોઝાર.
આવી કીધી સ્થાપના, માહારૂં મૂળગૂં રાજ,
સુગ્રીવને અનુસર્યા માટે, તારા કીધી ત્યાજ.
અગ્નિ ચિતા ધીકાવી, તેલના મધ્યે ધાર,
તે માંહી પેસી નિસર્યા, પૂંઠે કર્યો અંગીકાર.
પછે પવનના પુત્રને પૂછિયૂં, મારૂં મૂળગૂં રાજ,
સુગ્રીવને અનુસર્યા માટે, તેહ કીધા ત્યાજ.
તે ત્યાં નાશી આવિયા, ઋષિમુખ પર્વત મોઝાર,
બહારવટે એહુ જણ કાઢિયા ત્યાંહ નિરધાર.
તેણે સમે ત્યાં આવિયા, રામ લક્ષ્મણ દીનદયાળ,
પછે તેમને લાગ્યા પૂછવા, કંહી સીતા કેરી ભાળ.
શોધ ત્યાં સુધી કહી, રળીયાત કીધા રામ,
તમને સીતા વાળી આપીએ, જો કરો અહ્માારૂં કામ.
કહો રે ભાઇઓ ! તહ્મારે, એવડૂં શૂં છે કામ?
તે અહ્માો કરી આપીએ, એમ બોલ્યા શ્રીરામ.
બાંધવે કાઢયો બહારવટે, વિનતા સ્વામી દાસ,
અપરાધ તેમાં મારો નથી, હનુમંત છે વાળી સાક્ષ.
વૃત્તાંત માંડીને કહી જે, નીપની છે જે વાત,
એમાં વાંક હોય જો મારો, તો કહીએ શ્રી રઘુનાથ !

હવડાં વાંક નથી કાંઈ તારો, એમ કહે લક્ષ્મણ રામ,
વાંક એનો કિમ કહીએ જે, પોતાને છે કામ.

સ્વામી વાલીને જો વિદારો, તો થાય મુજને સુખ,
હું બહારવટે કાઢિયો છું, દેઈ મુજને દુઃખ.

સ્વામી ! એહને મારૂયા તણો, કીજીએ પ્રપંચ,
એને માર્યા તણો સ્વામી, સાંભળો ને સંચ.

સાત તાડ ચક્રની પેરે, ઉગ્યા હોય જેહ,
એકો બાણે જે કો વિંધે, વાલીને મારે તેહ.

પાતાળ માંહી પગ મૂકિયો, શેષ સળકિયો તતકાળ,
બાણ ત્યાંહાંરે ફેરવી, વીંધિયા દીનદયાળ.

સહી કારજ તો મારૂં થશે, સુગ્રીવ કહે હનુમાન,
પછે યુદ્ધ કરવા તે ચાલ્યો, માથે શ્રી ભગવાન.

વેગે વિછેદે આવિયો તે, નગર કેરી પાસ,
ગાઢે કીધી ગર્જના ત્યારે, નગર પામ્યૂં ત્રાસ.

ત્યારે સતી તારા બોલિયાં, સાંભળો મારા નાથ !
આજ દીસે ધણીઆતો સુગ્રીવ, તહારો ત્યાં ઘાત.

પૃથ્વિના પડ ઉપરે, રાજ કરે રાવણ સાર,
તે ધણીઆતો કેહી વડે તું, કહે મુજને નાર.

રાવણ તો મેં રાખિયો કક્ષાપટ માંહે ખટ માસ,
ન ધણીઆતો તેને કરૂં તો, જાણ જે શીર નાથ.

કહ્યૂં તોહે માન્યૂં નહીં, કોપે કંપે ક્રૂર,
પૂંછ આછટયૂં ભોમ સાથે, આણીને મન શૂર.

વાનર બેહુ વળગી પડયા, તે કરે વસમા માર,
પડે ઉછળે આકાશ સુધી, અને આવે ભોમ મોઝાર.

બાથોબાથે આવિયા તે, જાણે જેઠીમલ્લ,
એક માના દીકરા બેહૂ, માર માર કરતા ભલ.

અને આંટી ઘાલે ચરણની, પાડે ભોમ મોઝાર,
પછે કેશ સાહીને પછાડે, કરે માંહો માંહી પ્રહાર.

ઓસાર કો આપે નહીં, સુગ્રીવને શીર સહાય,
પછે ધનુષ્ય ચાપ ચઢાવિયું, દશરથસુત રઘુરાય.

બાણ ત્યાં આકર્ષિયું, સ્વામી સારંગપાણ,
વદન ત્યાંહાં ભૂલી ગયા, કાંઈ અંગ નહીં એંધાણ.

સરખે સરખાં અંગ દીસે, સરખે સરખાં મુખ,
ચરણ ત્યાં નવી[1] જૂજૂઆ, સરખા તેહના રંગ.

બાણ પાછૂં સંવરયૂં,[2] સ્વામી વિશ્વાધાર,
અજાણે કયેમ મૂકીએ, કોને થાતો પ્રહાર.

પછે વાલી વઢતો વાધિયો, સુગ્રીવ ખાધી હાર,
નાશીને તેહ આવિયો, ઋષિમુખ પર્વત મોઝાર.

સ્વામી વારયૂં વાલીએ. મૂજ ભ્રાત કેરૂં વેર,
એ ઉપર સાર ઉગયો મંચક ઘાતયો ઘેર.

સુગ્રીવ ! સાંભળ વીનતી, એમ વદે દીનદયાળ,
મેં તો તૂં નવિ ઓળખ્યો, નવિ ઓળખ્યો ત્યાં વાલ.

અહો વદન ભૂલી ગયા, કાંઇ અંગત રહી એંધાણ,
સરખે સરખાં તે મુજ દીસે, સરખા ચરણ જે પાણ.[3]

---

૧ નહિ ૨ ખેંચી લીધું ૩ હાથ.

તે માટે ત્યાં મૂકીએ, એંધાણુ અંગ મોઝાર,
અજાણે થૂં જાંણીએ, જે કોને થાતો પ્રહાર.

કંઠે આરોપણ કરી, ગજપુષ્પ કેરી માળ,
કૃષ્ણ કહે તમો સાંભળો રે, સુગ્રીવ ત્યાં તતકાળ.

પછે એહેવો આરડયો, જે ઉઘ્રકયો ત્યાં વાલ,
પછે વેગે આવિયો, ક્રોધશૂં કંપે કાય.

આણી વારનો જીવતો સુગ્રીવ ! તૂં કયમ જાય ?
ઉપરાણૂં તારૂં જે કરે, તેહનો ફેડૂં ઠામ.

ભચરડી ભૂકો કરૂં, તો વાલી મારૂં નામ,
બાથોબાથે આવી યાં, કો કાઢયો ન જાય.

(પછે) ધનુષ્ય ચાપ ચઢાવિયૂં દશરથસુત રઘુરાય,
ધનુષ્યબાણ ચઢાવિયૂં, અંતરશૂં અવિલોક.

એકો બાણે મારિયો તે, વાલી પામ્યો મોક્ષ,
વેરીને વેર ન વિસરે, એમ કહે શ્રી મહારાજ.

સુગ્રીવને સુખ તો હવૂં, જો પાછૂં વાલ્યું રાજ,
એક માના દીકરા, એવડૂં પડિયૂં વેર.

તમારે છે પટંતરો, રૂડૂં જાણો તેમ કેર,
અહ્મારે ત્યાં શી પડી છે, જે કહીએ વારોવાર;
રૂડું જાંણો તમ કરો, તહ્મો મળી પાંચ કુમાર.

## કડવું ૧૪ મું—રાગ વેરાડી

કહે સંજય સાંભળ રાજન! કહ્યું દ્દષ્ટાંત તાં જગજીવન.
વેરીને શિર મોટો ધાય, દુર્જનને મન દાઝ ન માય.

ધર્મરાય વિમાસી મન મારવો પરઠ્યો દુર્યોધન.
અરે સંજય! એમ કહે રાજન, એમ પરઠ્યો મારો દુર્યોધન.

મર્મ બોલ ઘણાઉ[1] કહ્યા, સહુકોને મન નાવી દયા,
મારા સો મધ્યે (રહ્યો) એક કુમાર, તેહને વિષે આ સંસ્કાર?

કોણ વીવસ્તા સુતને પડી, ગાઢે રાય રૂએ આરડી,
અતિ દમિયો મારો દુર્યોધન, કહે સંજય! કિમ વાળું મન?

હજી આખો ઉઠે દુઃશાસન, જે હણિયો વૃકોદરે તન,
જેનું રૂધીર પીધું કોગળે, કહે સંજય! મુહને કિમ્ કળ વળે?

તે મુજને દેખાડો ભીમ, જે મળે હૈડું થાયે હિમ?
(આ) બારે વરસે આવ્યા ઘેર, આજ મળીએ રૂડી પેર?

તેહ ભીમ દેખાડો કોય, નેત્ર ફટારી દો દિશ જોય;
કરડે અધર ને કરડે દંત, મુખ નિશ્વાસ કરે કલ્પાંત.

શું કરૂં જો દૈવે નેત્ર હર્યા? પૂર્વે પાપ મેં શાં શાં કર્યા?
દેવલ પર્વ મેં ભાંગ્યાં ગામ, વિષ્ણુભક્તનો ફેડ્યો ઠામ.

ગૌ બ્રાહ્મણની નિંદા કરી, થાપણ મેં સઘળાની હરી,
કુડ કપટ મેં બોલ્યાં આળ, તો મારી છેદાણી ડાળ.

મારે વાંઝીયૂં થયૂં બાર, કો નહીં આવે મારે દ્વાર,
મુહને દેખી ટળશે મધ્યમ વર્ણ,મુજ દેખી સ્નાન ઉપજશે ત્રણ.

---

૧ ઘણા, બહુ.

પછે પાસેથી ગાંધારી રડે, આંસુડાં અવની મધ્ય પડે,
મુહ્નને દુર્યોધન વ્હાલો હતો, આગળથી નવી આરોગતો.

મૂજ સાથે કરતો ભોજન, તે દેખાડો દુર્યોધન,
દુર્યોધન વિના શૂં થશે ? તહીં સૂર્ય કેહી પેર ઉગશે ?

કો સુત આવ્યાની લાવે વાત, સુવર્ણ જીભ કરી આપૂં માત,
રત્નજડિત રથ આપૂં દ્રવ્ય, કાગળ પોગળ[1] સમર્પૂં સર્વ.

વીનો બહુ બાંધીને તન, કહે આવ્યો દુર્યોધન,
દુર્યોધન વિના શા પુત્ર? સુત પાખે તાં શું ઘર સૂત્ર ?

વ્હાલો આવ્યો હૈયા મોઝાર, તે કિમ્ ઓલાહે અંગાર ?
આમ અડવડીયાંનો આધાર, કાલો દુર્યોધન કુમાર.

સંજય શું થાશે આ વાર ? ઝંમર કરૂં અહ્નો નર ને નાર.
કહે સંજય સ્વામી ! તૂં દાખ, હવે મન પ્રશંસી રાખ્ય.

હવે તારી તાં માગી પડી, પાંડવની તાં માહી પડી,
ત્યારે રાય થયો સાવધાન, આઘો થઇને દીધા કાન.

શું સુખ પામ્યો દુર્યોધન ? કિમ્ પડયાં પાંડવનાં તન ?
હૈયા માંહી હરખ્યા અપાર, કહે સંજય મુહ્નને બીજી વાર.

---

૧ કોરે કાગળ મતું કરી આપું એવા અર્થનું જણાય છે.

## કડવું ૧૫ મું રાગ-અસાઉરી

સંજય વાણી ઊચરે, રાજા ત્યાં શ્રવણે ધરે,
મને ગમે સૂતનૂં રૂડૂં બોલતાં રે.

### ઢાળ

રૂડૂં બોલતાં રીઝયા ઘણું ને, ગાંધારી તાં માત,
કહે સંજય મુહ્‌ને નીપજ્યૂં તે, કહો વિસ્તારી કહો વાત.

કહે સંજય રાય ! સાંભળો, થઈને એકચિત્ત,
ત્યારે પૂઠે નીપજ્યૂં તે, કહૂં માંડી પ્રીત.

પછે ઉપકંઠે આવિયા રે, વળી યુધિષ્ઠિર તાં રાય,
નીકળની જળ માંહે થકી રે, દુર્યોધન લઘુ ભાય.

અહ્મો એવૂં પરઠિયૂં રે, મળ્યા પાંચે ભ્રાત,
યુદ્ધ કર્યા વિના ન મૂકીએ, દેખાડ તારા હાથ.

જળ માંહીથી નીસરો, દુર્યોધન વચન,
અપત્ય યુદ્ધ અહ્મો નહીં ભડૂં રે, સાંભળો રાજન !

તાહારે રાજા ગજ ઘણા, અને સેન્યનો નહીં પાર,
સુભટની સંખ્યા નહીં રે, પાંડૂના કુમાર !

આયુધની સંખ્યા નહીં ને, બાણ ત્યાં અંબાર,[1]
અપત્ય યુદ્ધ અહ્મો નહીં ભડૂં રે, પાંડૂના કુમાર !

રાયોજી ! રથ લીજીએ રે, મન ગમતા ભૂપાલ,
બાથા ભીડો બેહૂ ગમાં રે, દુર્યોધન મહીપાલ !

---

૧ ઘણાં, ઢગલો.

બેસતૂં અંગે બક્તર પેહેરો, જે ગમે તે મન માંહ્ય,
આજ્ઞા હોય રાયની તો, કરૂં બહૂ પસાય.
ધનુષ મુખ આગળ ધરૂં રે, જે ગમે તે મૂઠ,
જે ગમે તે લીજીયે રે, રાય! પાછી મ કરશો પૂંઠ.
વળી દુર્યોધન એમ બોલિયો: રાય! વારૂ કીધી વિધ,
હવે એકલો કો આપીએ રે, કરવાને ત્યાં યુદ્ધ.
વળી ઉપકંઠથી ધર્મ કહે: દુર્યોધન! સૂણ વાત,
અભિલાષ મુજને અતિ ઘણો, યુદ્ધ કરવા તુજ સાથ.
હૂં ને તૂં યુદ્ધ કીજીએ ત્યારે, ત્યાંહાં નહીં બીજો કોય,
અપત્ય યુદ્ધ અહ્મો નહીં ભડૂં, આ યોદ્ધ બેઠા જોય.
સત્ય યુદ્ધ પછે પરઠિયૂં રે, ખરો ક્ષત્રીવટ ન્યાય,
હવે વાંક નહીં કાંઇ અમ તણો, એમ કહે યુધિષ્ઠિર રાય.
નિકલ કે હવે મારશૂં રે, કહી ગાડે પડયો સાદ,
બોલ લાગ્યો ચોપનો, નીસરી આવ્યો બહાર.
માતંગની પેરે મલપતો તે, લીલા માંહે નરેંદ્ર,
ગદા કર મધ્યે શોભતી, જાણે વજ્રધારા ઇંદ્ર.
અધર કરડે, મૂછ મરડે, ભમર વાંકી ભૂપ,
સૃષ્ટિને સંહારવાને, ધર્યૂં રુદ્ર સ્વરૂપ.
રીસાળો, અતિ રાતો, મુખ મૂછ મરડે વાળ,
કેશ વળી તન ઉફરી તે, દુર્યોધન ભૂપાળ.

---

## કડવું ૧૬ મું રાગ—આશાવરી

દુર્યોધન ભડ એમ કહે, મુજ સાથે યુદ્ધ કોણ કરે,
થરહરે ધરણી પડ ધ્રુજી, રહ્યું રે.

### ઢાળ

ધરણી પડ ધ્રુજી રહ્યું ને, શ્વાસ થયો નાગેંદ્ર,
ગાઢે કીધી ગર્જના ત્યારે, ઉધ્રકયો ભડ ઇંદ્ર.
સાત સાગર ખળભળ્યા, દિગ્પાળ દશ તાં જેહ,
મદગલિત મદભર્યા ચાલે, ત્રાસ પામે તેહ.
દ્રુમદ્રુમે ધરણી, ધીર કંપે, ચાંપે નહીં કો વાલ,
ભડકિયૂં દળ દોહો વાટે ગયૂં, ભડકિયા ભૂપાલ.
કરે ઘોર શબ્દ બીહામણો, ગર્જના વીજે ગૂઢ,
માતંગ માન મૂકાવિયાં, નાશતા જાણે ભૂંડ.
અડવડે, ઉઠી પડે ને, ધીર ન ચાલે મન,
સૂતો સાપ જગાડીઓ, પાં પડે દુર્યોધન.
સાંભળતાં રાય હર્ષશૂં, તે થયો દીંચણભેર,
પાંડવનો પરાજય કરી, એક વાર આવે ઘેર.
અરે સંજય! બાપડા તૂં, કહેને મુજને આજ,
શરાડે[1] કહેને એટલૂં, જે કોણ કરશે રાજ?
તે માટે નવિ જાણવ્યૂં જે, પડી માહારી જિત,
શરાડે તાં જે જિતશે, જેની કૃષ્ણ સાથે પ્રીત.

---

૧ એકંદર.

કુંઅર કાળ કૃતાન્ત સરખો, દીસતો દળ માંહ્ય,
હાહાકાર વરતી રહ્યો પણ, કો સાહામૂ ન જાય.
તારો કુંઅર બોલ્યિયો, દુર્યોધન કહે વાત,
શીઘ્ર થઇને કોણ આવે, યુદ્ધ કરવા મુજ સાથ.
ભીમ મરડી ઉઠિયો, તેણે હેડે ઘાલી હામ,
કૃષ્ણ કહે છે બાપ! તારૂં, હવડાં નથી કાંઇ કામ.
ક્રોધ પાવક પરજળે, તન મધ્યે પ્રકટે તાપ,
અહ્નો આંહાં એકાંત બેઠા, શીખ દેશૂં બાપ!
એ યુદ્ધ ત્યાં ઓછૂં નથી રે, ધનુર્વિદ્યા ધીર,
ભીમ વચને હિમ કીધો, બેઠા વૃકોદર વરવીર.
વળતા કૃષ્ણજી એમ બોલિયા, માંહોમાંહે બોલ,
એ યુદ્ધ કરશે યુધિષ્ઠિર, રણ યોદ્ધ બહૂ સમતોલ.
સંજય કહે રાય! સાંભળો, એમ વદે દીનદયાળ.
યુદ્ધ કરવૂં પરઠિયૂં, રાય યુધિષ્ઠિર ભૂપાળ.

---

## કડવું ૧૭ મું રાગ–આસાવરી

રાય યુધિષ્ઠિર ઊચરે, સુભટ સહૂ શ્રવણે ધરે,
મુજને નાવડે[1] યુદ્ધ ગદા તણૂં રે.

### ઢાળ

ગદાયુદ્ધ મુહ્નને ના આવડે, એમ કહે યુદ્ધિષ્ઠિર વાણ,
હૂં પાછી પાની નવિ કરૂં, સંગ્રામ કરતો બાણ.

---

૧ ન આવડે.

રાય! તહ્મો શ્યા કામના? એટેલ તહ્મારૂં તન,
તો તહ્મો શું નીપજ્જે રે? યુધિષ્ઠિર રાજન!
ગદાયુદ્ધ જો નાવડે તો, શૂં કર્યૂં પરાક્રમ?
કોઈ સમે કહેવૂં પડે ત્યારે, શૂં કરો રાજન?
ક્યારે સમે કો યુદ્ધની રે, મુષ્ટિ[1] કોહોણી લાત,
ક્યારે બાથોબાથે આવીએ, એમ કહે વૈકુંઠનાથ.
પણ તહ્મો એવૂં આદર્યૂં રે, મળી પાંચે ભ્રાત,
સંકટ પડે આગળ કર્યો, ભીમસેન તાં સાથ.
આગે તહ્મોએ એમ કર્યૂં, લાખ તણાં તે ઘેર,
પોતે અળગા થઈ રહ્યા ને, ભીમ કીધો ઘેર.[2]
વળી પોતે એમ કરચૂં રે, વિરાટપુર તાં મધ્ય,
પોતે ત્યાં બેસી રહ્યાને, જીમૂત સાથે યુદ્ધ.
સંજય કહેઃ રાય! સાંભળો રે, કૃષ્ણજી કહે વચન,
વળી કુંઅર તારો બોલિયો, ને ધીર દુર્યોધન.
ઉર ભુજાબળ અતિ વાધ્યૂં, વીર બોલે છેલ્લા બોલ,
પાંડુપૂત્ર આવે નહીં, મારી ગદાને સમતોલ.
પાંડુપુત્રનૂં બળ જાણૂં છૂં, સાથે નોહે[3] શ્રીહરિ આપ,
હવે હૂં માનૂં નહીં, મારી ગદાને પ્રતાપ.
અરે એવો કોણ છે મુજ, આગળ આવી કરે યુદ્ધ?
રક્ત લોચન ફેરવે રે, રાયોજી દલ મધ્ય.

---

૧ મુઠી. ૨ પહેલો. ૩ ન હોયનું ટૂંકું રૂપ.

ભીમ મરડી ઊઠિયા રે, તું કોણુ કુબુદ્ધિ ભૂર ?
તારી ગદા શ્યે કામે આવે, ગદા મારી ક્રૂર.
સમૂળી મુજ સદા પર્વત, કરે તે શત ખંડ,
ગદા ગરજિત માન હોય તો, આકળો કરૂં ઇંદ્ર.
અવનિનૂં પડ થરહરે, થરહરે ત્યાં બ્રહ્માંડ,
રવિ ચક્ર રાખૂં ચાલતો, ફેરવૂં તારા ચંદ્ર.
સાત સાયર ખળભળે, મેરુનૂં મૂકાવૂં માન,
નાથશિર સન્મુખ હોય તો, પાપીનો ફેડૂં ઠામ.
અધર કરડે, મૂછ મરડે, દશન દેતા દંત,
ક્રોધ માંહે ભડ ઉઠિયો, જાણ્યૂ હશે કલ્પાંત.
(ત્યારે) આશીષવચન દેતા હવા, સ્વામી મુખ જગજીવનઃ
જા બાપ ! તૂં જય પામજે, જિતજે દુર્યોધન.
કરે પૂજા ભડ પ્રેમશૂં, અભિનવા દીસે રંગ,
લિલા માંહી ચાલિયો, જાણે મદગલિત માતંગ.
ત્યારે ભીમ પર્વત જણાયો, ગદા શિખર સમાન,
આવતો દીઠો ક્રોધશૂં, ત્યારે રાયે દીધૂં માન.

---

## કડવું ૧૮ મું રાગ-આશાવરી

ત્યારે દુર્યોધન ભડ એમ કહે, મૂજ આગળ ઉભો કોણુ રહે,
કોણુ સહે પ્રહાર અંગે માહારા રે.

### ઢાળ

પ્રહાર અંગે માહારડા, ભીમડા કયેમ સહેશ,
કાદૂં તેલ ને ખીચડો જે, આરોગ્યો મચ્છ દેશ.

છાની છાશ પીધી ઘણી, આફરો ઉદર મોઝાર,
રેચ એવો લેવરાવૂ જે, ટળે ઉદર વિકાર.

શૂં હણ્યા શત ભ્રાત કેચક, તૂં રે'તો તેણે ઠામ,
ભીમ તેં ભૂંડી કરી જે, કરયૂં લૂણ હરામ.

મદગલિત માતંગ વન વસે, કેસરી ભયે શ્રૃગાલ,[1]
ગૌવૃંદ[2] મધ્યે વૃષભ એક તે, કરી રહે કેલકાંણ.

અંજા[3] હોય જાં અતિ ઘણાં, તે મધ્ય એક જ વાઘ,
તારૂં ચાલે અતિ ઘણૂં, જાંહાં હોય એહેવો.

તારૂં બલ મેં જાણિયૂં રે, પાંડૂ કેરા તન,
જયમ શરદ કાળે આવિયા રે, ચઢી બારે ઘન.

તેનૂં ત્યાં ચાલે નહીં રે, વિના ચાતુર માસ,
ઉતાવળો થઈ ઉતરે તે, થઈ ને નિરાશ.

દિનકર જ્યાં ત્યાં પ્રકટે રવિ, જ્યોત ગગન મોઝાર,
સપ્ત દ્વીપ પૃથ્વી તણો, તે ટળે તાં અંધકાર.

કેશરી વન મધ્ય ઉત્પન્ન, ગજજુથ નાહાં જાય,
અહાં દુર્યોધન એકલો ત્યારે, ઘણા કરતે સહાય.

હવે ત્યાં હૂં શૂં કરૂં છૂં, જોજે મારૂં કામ,
છો છે તારૂ ચાલે ઘણું, આંહાં જુઓ તે નહિ ઠામ.

વચન એવાં સાંભળીને, વદે વળતૂં ભીમઃ
તૂં જેવો બોલ્યો આકળો, તુહને કરૂં ટાઢો હિમ.

---

૧ શીયાળ. ૨ ગાયોનું ટોળું. ૩ બકરાં.

તું કૂડકપટી અને લપટી, છળભેદીઓ અતિ દંભ,
અધમવર્તી અતિ ઘણો, પાપે ભરાણો કુંભ[1].
ગૃહ કરયાં તેં લાખનાં, મોદક કીધા ભેદ,
અવતાર તારો એમ ગયો રે, કરતાં તે છળભેદ.
સભા માંહી સુંદરી આણી, રજસ્વલા હુતી નાર,
પાંગરણુ[2] કાઢયાં પાપીયા! તેં, તે દહાડા સંભાર.
સુત રમાડયા અતિ ઘણું, અને કાઢિયા વન મધ્ય,
એમ વીહોણા કરીને, સર્વ હરી લીધી રિદ્ધ.
દુર્વાસા તેં મોકલ્યા રે, કરવાને ભોજન,
તારી જાત ઉપર તું ગયો રે, અહો દુષ્ટ દુર્યોધન!
વળી નારદ મોકલ્યા તેં, કરવાને વિવેક,
ગુણ કહું તારા કેટલા તેં, કાઢિયો ત્યાં છેક.
તે વેળા કેમ વિસરે રે, સાંભરે ઉઠે આગ,
હૃદે માંહી ધીકી રહી રે, કયેમ ભાજે તે દાઝ?

---

## કડવું ૧૯ મું રાગ–આશાવરી

વીર વૃકોદર બોલ્યા બોધ, બે દીસે પર્વત સમતોલ,
નિઠોર[3] ગુણ તારા, કહું કેટલા રે?

### ઢાળ

ગુણ કહું તારા કેટલા? જાણે મારૂં મન,
ગત કથા નવિ કીજીએ, એમ કહે દુર્યોધન.

---

૧ ઘડો. ૨ વસ્ત્ર. ૩ નઠોર, નિષ્ઠુર.

ભીમ! તેં શૂં માંડિયૂં, અબળા તણી પેર આજ,
વીત્યૂં મુખ વિસ્તારતાં, શૂરને આવે લાજ.

શૂં વીત્યું હજી વીતશે રે ? પાંડૂ કેરા તન!
ઉપાડીને પ્રહાર પેહેલો, કરચો દુર્યોધન.

મારી ગદા ને ભીમ પડિયો, પડયો પૃથ્વી પ્રોઢ,
વળી મરડી ઉઠિયો રે, તૂં જાળવે રે મૂઢ.

શીશ પાછળ ફેરવીને, ગદા મૂકી છે દુષ્ટ,
સંજય કહેઃ રાય! સાંભળો, કુંવર તારો પામિયો તાં કષ્ટ.

વળી કુંવર તારો કોપિયો ધીર દુર્યોધન,
વળી મારી ઠેલિયો રે, પાંડુ કેરો તન.

વળી મરડી ઉઠિયો રે, વૃકોદર તે વીર,
ગદા મારી ફેરવી, તેણે ઝણઝણ્યૂં શરીર.

ઓસાર કો આપે નહીં રે, ગાંજ્યા કો ના જાય,
પુષ્પવૃષ્ટિ સુર નર કરે, (ત્યાં) દેવકન્યા[1] ગીત ગાય.

પાસે ત્યાં દળ ઠઠ ઉભાં, આપાપણ ભડ જન,
વીકારતા વાધે ઘણું તે, ભીમ દુર્યોધન.

આપાપણી સૈન્યા રહી પૂંઠે, વદે એમ વચન,
કૃતવર્મા તાં ઊચરે રે, દ્રૂર અશ્વત્થામા મુન.

કૃપાચાર્ય એમ ઊચરે રે, દ્રૂર રહ્યા વચનઃ
પરાક્રમ તારૂં અતિ અતિ ઘણું રે, વીર દુર્યોધન!

---

૧ અપ્સરા.

પૂર્વે યુદ્ધ ત્યાં કીધૂં હતું, વૃત્રાસુર ને ઇંદ્ર,
કેળવી કલ્પાંત વર્ત્યૂં. જાળંધર ને રૂદ્ર.

તેપેં[1] આ અધિક કહીએ, સંગ્રામ દારુણ હોય,
મુખ થકી એમ ઊચરે પણ, આઘો નાવે કોય.

ભીમની પૂંઠે રહ્યા જે, પોતાના ભડ પાંચ,
અહ્મો ઉભા ત્યાં લગી, વીર તુહ્મને નાવે આંચ.

અંગ ત્યાં શીતલ થયાં, પણ કો ન મૂકે માય,
તેણે સમે તે ભ્રમણ કરતાં આવ્યા હળધર રાય.

ત્યારે સહુ નમતા હવાને, કરે સહુ નમસ્કાર,
દ્વારામતીના પૂછિયા રે, કુશળ સમાચાર.

આસન આપ્યૂં અતિ ભલૂં, પૂજિયા હળધર રાય,
બળભદ્રજી ! તહ્મો કૃપા કીધી, સંભારીને સ્વામ.

રાય યુધિષ્ટિર નમતા હવા રે, પાંડુ કેરા તન,
અન્યાય અહ્મારો હોય તે, કાઢીએ રાજન!

યુધિષ્ટિર અર્જુન નકુલ સહદેવ, કરે સકળ પ્રણામ,
ભીમ ચરણે નવિ નમ્યો તે, કહેને શા માટ ?

રાય ! કુંઅર તારો કોપિયો તે, ભીમ ખાધી હાર,
જાણ્યૂં નીચૂં નિરખતાં, મૂજને કરશે પ્રહાર.

ભેદ કહી પ્રીછવ્યા, રળીઆત કીધા રાય,
એ કથા રહી એટલે વળી, પ્રશ્ન બીજૂં થાય.

રાયજી મન હરખિયા ને, ટાળ્યો મન સંદેહ,
આડ કથા તહ્મો સાંભળો રે, શ્રોતા પૃછક તેહ.

---

૧ તેથી.

અરે સંજય! કહે મૂજને જે, નીપજ્યૂં કુરુક્ષેત્ર મધ્ય જેહ,
ધૃતરાષ્ટર રાજા સાંભળે રે, હસ્તીનાપુરમાં તેહ.
ગત કથા તાં કહો વિસ્તારી વૈશંપાયન મુન,
જનમેજય રાય સાંભળે રે ગંગાત્રટ પાવન.
વૈશંપાયન પૂછિયૂં રે, જનમેજય રાજન,
એક સંદેહ ઉપન્યો તે, ભાંજીએ મુનિજન.
જામાત્ર ત્યાં બળભદ્રનો, લાગે દુર્યોધન,
પાંડવને ત્યાં જઈ મળ્યા તે, વાત કહો મુનિજન.
દુર્યોધન સ્વામી પુત્રિ તણો, શૂં વિમારયૂં મન,
દેખી દયા નવિ ઉપની, એકલો દુર્યોધન.
સંદેહ મારો ભાંજીએ, આ શંકા મોટી મન,
વિનય—વચન સાંભળીને, વદે વળતૂં મુન.
વૈશંપાયન ઊચરે રાય ! દુઃખ તે વાર,
બળભદ્ર ત્યાં જઈ મળ્યા તે, કથા કહો વિસ્તાર.

---

## કડવું ૨૦ મું રાગ વેરાડી

વૈશંપાયન કહે સૂણ રાય! એક વાર હસ્તીનાપુર માંહ્ય,
રમ્ય સ્થાનક બેઠા બળદેવ, મન માંહી ઉત્કંઠા એવ.
પ્રાચીનો તાં મહિમા સૂણ્યો, અનુરાધાને[1] યોગે ઘણો,
તેમાં મજ્જન કરતાં વાર, તેના પુણ્ય તણો નહીં પાર.

---

૧ નક્ષત્રનું નામ

સાંભળ જનમેજય રાજન! તીર્થયાત્રા કીધી મન,
તવ હળધરે કીધૂં સ્નાન, બ્રાહ્મણને આપ્યાં બહુ દાન.
વૃદ્ધ શ્રાદ્ધ સાર્યૂં મન ધરી, ઉપસ્કર સંયોગે કરી,
( પછે ) મહા ઉદ્યમ આણીને મન, પ્રાચીનું કરવા દર્શન.
એમ કરતાં માર્ગમાં જાય, રહ્યા વિશ્રામ હસ્તિનાપુર માંહ્ય,
રાજાને થયૂં ત્યાં જાણ, સંકર્ષણ આવ્યા નિર્વાણ.
આસનથી ઉઠયો રાજાન, વેહેવાઇને દીધૂં માન,
વચનવિવેક ત્યાં કીધો સહી, હળધર ત્યાં આરોગ્યા નહિ.
એ સ્થાનક ત્યાં પુત્રી તણૂં, તીર્થ જાત્રા બંધન ઘણૂં,
એમ કુશળી કીધી વારતા, કાં રાજા દીસો આરતા ?
વળતો રાજા બોલ્યો સૂણી અમશૂં કૃષ્ણ કરે છે ઘણી,
પૂર્વ તણા પૂરે છે દાય, ઉપર રહી મૂકાવે ધાય.
પૂરણ પક્ષ પાંડવની કરે, રુદન કરે રાય એમ ઊચરે,
એના ઉપર માટે આજ, હૈયા માંહે મારે છે લાજ.
મારો કુંઅર જો લાગે ખરો, ત્યારે એનો કોણ આશરો,
કોપે કુંવર જવ દુર્યોધન, (ત્યારે) કોણ છે રે પાંડવના તન ?
એહનૂં ઉપર[૧] કરે અનંત, તે માટે કેવાય બળવંત,
નધણીયા છૂં તાં અહ્મો, વળી એક અહ્મારે તહ્મો.
તે મારૂં દુઃખ કોને કહૂં ઘણા પ્રભવ પાંડવના સહૂં,
મેં ઘણૂંએ વાર્યો દુર્યોધન, કહ્યૂં ન માન્યૂં કુંવર અસન.

---

૧ ઉપરાણું

છાંની શીખ દીધી અતિ ઘણી, એકે તે રુદે નવિ ધરી,
એમ કરતાં જો જાઓ તમો, એક સંદેશો કહૂં છું અમો.

પાંડવને કહેજો એટલૂં, કરો રાજ કરતા જેટલૂં,
અર્ધ ગ્રાસ વહેંચીને લો, સુખે સમાધે બેસી રહો.

કુટુંબ કહલો[1] મૂકોની રાઢ, હવે વાત જાય છે હાડ,
કહીએ મારા મુઆ તે વહીને ગયા, પાંચ જણા તમો કુશળ રહ્યા.

મૂકો દુર્યોધન સેનાપતિ, નવાંણુંનૂં દુઃખ મુજને નથી,
એ પાંચે જો સુખ પામશે, જો દુર્યોધન પરાજય થશે.

દુર્યોધન વિના શ્યા પુત્ર ? સુત પાખે તાં શ્યાં ઘરસૂત્ર ?
રોતા ન રહે એકે રતિ, અમારે માથે કોઈ નથી.

વારે વારે કહીએ શૂં ઘણું અમશૂં કૃષ્ણ કરે છે ઘણું,
મારે બાળક છે એટલો, શૂં માળી રૂહ્યો લેશે ચોટલો ?

શૂં છે જે લેશે મૂજ પાસ, અદકા આવે છે અવિનાશ,
વારૂ કૃષ્ણ કરે છે કાંય, પુત્રીપતિનો ફેડે ઠામ.

---

## કડવું ૨૧ મું રાગ ગોડી

કહે હળધર સુણો રે રાય ! પેહેલો કરવો હવે ઉપાય,
થોડે ઘણે કરતા નિસ્તાર, (ત્યારે) વાધત એવડો વિસ્તાર.

યુદ્ધ કરચૂં તે કીયા કાજ ? શી મનની ઓલાઇ દાઝ ?
સવળૂં કરતાં અવળૂં થયૂં, થોડૂં ઘણાને તાણી ગયૂં.

એ તાં પહેલી ચૂક જ પડી, શૂં રાજ્ય વણુસાડયૂં વઢી ?
કો અવસર ઓળખતો લાગ, શો ઘણો ? શો થોડો ભાગ ?

---

૧ કલહ, કલેશ

ત્યારે તહ્મો તાં ડાહ્યા જ હતા, પરાક્રમ એનૂં નવિ જાણતા,
એમ અભિમાને આવરચા, એણે સુર દાનવ વશ કરચા.

રાય યુધિષ્ઠિર કહીએ ધર્મ, યુદ્ધ કરતાં સબળો પરાક્રમ,
આણી વાર એવી આદરી, (એણે) ધર્મે ઘણાની રાંડ જ કરી.

શીલપણૂં આદરિયૂં સંત, મોળે દહીએ પાડયા દંત,
એના માંહે બળીયો અર્જુન, (જે) જિતી આવ્યો ત્રણ ભુવન.

યુદ્ધ કરી જિત્યા ત્રિપુરાર, અર્જુન અતલિ બળ ઝૂઝાર,
એનામાંહી અણવીંધ્યો ભીમ, વસ્યાં નગર ઉજાડે સીમ.

ભીમ તણો એવો ભડવાય, અણી ભળ્યાં દળ પાછાં થાય,
સહદેવ (ત્યાં) સ્થિર ચિત્ત ધરી, સચરાચર માયા વશ કરી.

બંધન પડે રાખે બહૂ મન, તે જિત્યા સહદેવ જન,
નકુલ તણી વાત ઘણી, જેણે યુદ્ધ દેખાડચૂં ભણી.

જ્યોતિક માંહી લહે સહૂ વાત; જાણે પેહેલો દેખાડે હાથ,
કહે સંજય કેહેતા નથી, એ તો ચૂક પડી ઘરથી.[1]

અહ્મો જઇને કે'શૂં ત્યાંહાં, વિનય કરી મોકલશૂં આંહાં.
એમ કહી ચાલ્યા બળદેવ, પ્રાચીમાં પોહોંત્યા તતખેવ.

તેના સ્નાનનો મહિમા કહ્યો, તે ત્યાં સ્નાન કરવા રહ્યો,
ભ્રમણ કરતાં શ્રી બળદેવ, પ્રાચીમાં પો'ત્યા અવશ્યમેવ.

સાંભળ જનમેજય ચિત્ત ધરી, તીર્થ ભોગ સંયોગે કરી
પ્રાચી માંહી કીધૂં સ્નાન, અર્ઘ જળ રહી દીધૂં દાન.

---

૧ પહેલાંથી, પ્રથમથી.

હય, ગજ, રથ આપ્યા ઘણા, અનેક રથ તાં સોના તણા,
અનેક આવી ત્યાં કામધેન,[1] મન માંહી આણીને પ્રેમ.
સંતોષ્યા બ્રાહ્મણ અતિ ઘણું, ધન આપ્યું બહૂ પોતા તણું,
સંકર્ષણ કીધું બ્રહ્મભોજન, અનુરાધાનો જાણી યોગ.
પિંડદાન કીધૂ તે શ્રાદ્ધ, મન માંહી આણી આહ્લાદ,
કુરૂક્ષેત્રનો મહિમા બહૂ, સુરનર મુનિવર જાણે સહુ.
જાણે યક્ષ, કિન્નર ને દેવ, પ્રાચીનો મહિમા અવશ્યમેવ,
તેના સ્નાનનો અતિ મહિમાય, મહા પાપીને પાવન થાય.
તેમાં પ્રભાતે આવી મળે, તે મહિમા નવિ જાયે કળે,
તેમાં મર્જન કરીને વળ્યો, (ત્યારે) ચંદ્ર તણો ધાતુક્ષય ટળ્યો.
(કહે) રાજા તહ્નો ઋષિજી ! સૂણો. તે સંદેહ મારે મન ઘણો,
સ્યેં ચંદ્રને ધાતુક્ષય અંગ ? (તે) કથા તણો મુહ્ન કહો પ્રસંગ.
(તે) રોગ તણી ઉતપત્ય તાં ભણી, કહોજી મુને આશંકા ઘણી,
આશંકા ટાળો રે મુન ! (એમ) કહે છે જનમેજય રાજન.
વચન સૂણી મુનિ કહે તત્કાળ, સંદેહ ભાંજૂ રે ભૂપાળ !
મહાભારત ગંગાજળ કલ્લોલ, ઝીલે જન તે ઝાકમઝોળ.

---

1 ગાયો.

## કડવું ૨૨ મું–રાગ કેદારો

બ્રહ્માના સુત દક્ષ પ્રજાપતિના અંગ થકી ઉત્પન્ન,
સૃષ્ટિ અર્થે (તે) પુત્ર ઉપજાવ્યા, દશ સહસ્ર પહેલા તન્ન.

પ્રણામ કરીને આગળ ઊભા, સ્તવન કરે જોડી હાથ,
શ્યેં અર્થે અહ્મો ઉપજાવ્યા ? કહો દક્ષ ! અહ્મારા તાત.

ઋષિ બોલ્યા રળીઆત થઇને, સાંભળો પુત્રો ! વાત,
આરાધો જઇ આદ્ય પુરૂષને, સૃષ્ટિ કરવા કાજ.

લેઇ આજ્ઞા ને તાં ચાલ્યા, શિર ધરી સત્ય વચન,
મહા મુનિ ત્યાં ધ્યાન ધરે રે, સ્થાનક સ્થિર કરી મન.

તેણે સમે નારદ મુનિ આવ્યા, જેઇ બ્રહ્માનો તન,
મુખે ગાન કરે ગાય ગુણ હરિના ! સદા આનંદી મન.

ધ્યાન થકી સાવધાન કરી, એમ પૂછે નારદ મુન,
કહો રે કુંઅરો ! કેને ઇચ્છો છો ? તપ કરો આણે વન.

સ્વામી ! અહ્મો નવી સૃષ્ટિને અર્થે, અરાધૂં અનંત,
તપ કરતાં બહુ દિવસ ગયા રે, સ્થાનક સ્થિર કરી ચંત.

અરે ભૂડાઓ ! તહ્મો કાંઈ ના જાણો, શાદ આરંભ્યૂં તપ ?
તો હૂં તમને ભેદ કહૂં જો, સૃષ્ટિ કરો તહ્મો ખપ

(જાઓ) તહ્મો નિજ સ્થાનક જોઇ આવો, અવનિ ચક્ર મોઝાર,
પંચાશ કોડ પૃથ્વી જોઈ આવો, પછે સૃષ્ટિનો વિચાર.

શુભ કાર્ય જોઇએ શુભ અર્થે, શુભ કાર્ય, શુભ દિન,
પછે આપણુ કહીશૂં હરિને, એમ કહે નારદ મુન.

હું તો કુડું નથી કેહેતો, તહ્મો તો આપણું અંગ,
શુભ સ્થાનક જોવાને ચાલ્યા, તપ કરાવ્યૂં ભંગ.
તે તો ઋષિને જાણ થયૂં રે, કોપ્યા ઋષિ મુનિજન,
સુત તણાં ત્યાં તપ મૂકાવ્યાં, નારદ આવી મુન.
વળી પાંચ સહસ્ર પુત્ર ઉપજાવ્યા, સ્તવન કરે જોડી હાથ,
શ્યે અર્થે અહ્મો ઉપજાવ્યા ? ઋષિ! અહ્મારા તાત !
ઋષિ બોલ્યા રળીઆત થઇને, સાંભળો પુત્રો ! વાત,
આરાધો જઈ આદ્ય પુરૂષને, સૃષ્ટિ કરવા કાજ.
બીજમંત્ર આપ્યો ઉપદેશી, સિદ્ધ હશે ત્યાં કામ.
તાતવાક્ય પ્રણામ કરીને, ચાલ્યા તેણે ઠામ.
લેઈ આજ્ઞા તે ત્યાં ચાલ્યા, શિર ધરી સત્ય વચન,
મહા મુનિ ધ્યાન ધરે રે, સ્થાનક સ્થિર કરી મન.
તેણે સમે નારદ મુનિ આવ્યા, વન માંહાં તત્કાળ,
ગાન સૂણીને ધ્યાન ગયૂં રે, મુખ વાય વેણા રસાળ.
અરે કુંઅર! તહ્મો કોના છો ? સાચૂં કહો વચન,
અંતર ગત આરાધો કોને ? એમ પૂછે નારદ મુન.
દક્ષ પ્રજાપતિ તાત અહ્મારો, અહ્મો તેહના તન,
સૃષ્ટિ કારણ અહ્મો આરાધૂં, સ્વામી જગજીવન.
આગે તો ભ્રાત તહ્મારા દશ સહસ્ર આવ્યા જેહ,
સૃષ્ટિ અર્થે શુભ સ્થાનક જોવા ચાલ્યા તેહ.
તે માટે તહ્મો ત્યાં જાઓ રે, તે ગયા તેણે ઠામ,
વીર હશે તો સામા મળશે, થશે તહ્મારૂં કામ.

પછે તહ્મો નવી સૃષ્ટિ નીપાવો, ભ્રાત મળી સર્વ સંગ,
તે સર્વ મળીને જોવા ચાલ્યા, ચિત્ત તપ કરાવ્યૂં ભંગ.

વૈશંપાયન કહે સૂણ ભૂપત! જનમેજય ભૂપાલ!
જે જોવા લાગ્યા તે આવ્યા પંદર સહસ્ર તત્કાળ.

દક્ષને તે જાણ હવૂં રે, કોપ્યા ઋષિ અપાર,
નારદને હૂં ભસ્મ કરૂં રે, બાળીને નિરધાર.

તેણે સમે નારદ મુનિ આવ્યા, દક્ષ બેઠા છે જેહ.
મારા સુતનૂં તપ મૂકાવ્યૂં, ભસ્મ કરૂં તુજ દેહ.

બીજૂં તુજને એહ કહૂં છૂં, કોપ કરીને અંગ,
મુહૂર્ત્ત માત્ર એકો સ્થળ હો તો, કાયા થાય ભંગ.

---

## કડવું ૩૨ મું

તે શાપ તણો તાં અનુગ્રહ કરીને, ચાલ્યા નારદ મુન,
અધવચ સૃષ્ટિ રહી તે મારી, વીમાસે મુનિ જન.

પછી ઋષિજીએ વિચાર કરીને, પુત્રી સાઠ ઉપજાવી,
બીજમંત્ર આરાધન કરતાં, ઉભી રહી તે આવી.

સહી સુતાથી સૃષ્ટિ વાધશે, થાશે મારૂં કામ,
તેર પરણાવી કસ્યપને લેઈ, જાઓ પોતાને ઠામ.

પછે પાંચ પરણાવી ઋષિને, દક્ષ પરણાવી ધર્મ રાજાન,
ઋષિ ત્યાં રળીઆત થઇને, દે છે કન્યાદાન.

ચાર પરણાવી પિતૃ લોકને, એક આપી મહા રુદ્ર,
શશિ[1] ને સત્તાવીશ પરણાવી, જામાત્ર કીધો ચંદ્ર.

સાઠ સુતા વહેંચીને આપી, સૃષ્ટિ અર્થે અપાર,
તે માંહી ચંદ્રની કન્યાનો, તે તાં કહું વિસ્તાર.

ચંદ્ર રોહિણીશું મગ્ન[2] થયો ને, બીજીનું ના લે નામ,
હસે, રમે ને મન માંહી આણી, ક્રીડા કરે તે કામ.

ષોડશ[3] દશ મળીને બેઠી, અળગા શશિને ઘેર,
તેશં સ્નેહ તે માટે આશંકા, મનમાં લાગી ઘેર.

સ્વરૂપવંત હુતી સ્ત્રી સઘળી, તાં શશિએ કીધી ભ્રાંત,
એ સઘળી ઉપજાવી સાથે, દક્ષ પ્રજાપતિ તાત.

કહે ઋષિ સાંભળ રે રાજન ! પુરૂષ તણી ગત એહ,
રૂપવંત નહીં તે ચિત્ત આવી, મહા સુંદર તાં તેહ.

રૂપવતી હુતી સ્ત્રી સઘળી, સાંભળ સુધું તેહ,
તેહ સહૂ સુકોમળ નારી, નવ યૌવન ત્યાં જેહ.

નાથ તણે ત્યાં સર્વે સરખી, મુખ કોમળ તાં જાણ,
અંગ તણી શી કહું ઉપમા, સુણ જનમેજય ! વાણ.

ભૃકુટી જાણે ચાપ ચઢાવી, નયણે સાંધ્યાં બાણ,
નયણકટાક્ષ કરે રે કામિની, મુખ બોલે મધુરી વાણ.

શુક ચંચ સમ શોભે નાશિકા, દંત દાડમ બીજ,
અરુણ અધર જાણે ઓપતા, તે જે જાણે વીજ[4].

---

૧ ચંદ્રમા. ૨ લીન થઈ ગયો. ૩ સોલ + દશ, છવ્વીસ. ૪ વીજળી.

ઉદર તણી શી કહું ઉપમા, કટી કેસરીનો લંક,
જંઘા યુગ્મ કદલી સરખી, વેણી વાસુકી વંક.
શીસે રાખડી અતિ અમૂલક, સેંથો ને શિશફૂલ,
ફૂલી આડ ઓગનીઆં શોભે રત્નજડિત અમૂલ.

વજ્ર ધારા ઉપર ખીટલી, કંઠ નગોદર હાર,
રત્ન પદકડી અતિ શોભતી, વળી મુક્તાફળ સાર.
બેહૂ બાંહે બાજુબંધ સોહીએ, વિવિધ તણા શ્રૃંગાર,
કનક મેખલા કટી શોભતી, થઈ રહ્યો ઝાતકાર.
બેહૂ ચરણે વીંછીયા વાજે, નેઊર[2] નાદ કરંતી,
સોલ શ્રૃંગાર કરીને શ્યામા, મુનિ જનનાં મન હરંતી.
નારી કુંજર ચીર ચંપાયે, ચોળી ચરણા અંગ,
નીલવટ ટીલી ચંદ્ર અલંકૃત, મન માંહે અતિ રંગ.

દર્પણ પાણ[1] ગ્રહીને પદમની મૂકે મુખ નિઃશ્વાસઃ
આ દુઃખ ત્યાં તો કોણ આગળ કહીએ ? નાથે મૂકયાં નિરાશ.

એમ સરખી નવ યૌવન નારી, નાથે કીધી ભ્રાંત,
નાથ રોહિણીશું લુબ્ધ થયોને, અમશું ન કરે ક્ષાંત.
એ દુઃખ તો કોણ આગળ કહીએ, ચાલો પિતાને ઘેર,
જ્યાં દક્ષ પ્રજાપતિ બેઠા હુતા, આવી કહી તે પેર.
એક સુતા તે માંહે નથી રે, એમ કહે ઋષિરાજ,
ષોડશ દશ મળીને આવી, શું છે, તમારે કાજ ?

---

૧ હાથ. ૨ નેઊર=નેપૂર=કલ્લાં.

ઘણા દહાડા ત્યાં ગુપ્ત જ રાખી, મન માંહેલી વાત,
સ્વામીનું દુઃખ કોણ આગળ કહીએ, ભેદ કરે છે નાથ.
મનથી લાજ તજીને કહીએ, એ દુઃખ અમારાં તાત !
નાથ રોહીણીશું લુબ્ધ થયોને, ન કરે અમશું વાત.
કોપ કરીને બોલ્યા ઋષિજી, જાઓ તમારે ઘેર,
પૂજ્ય તણો તો વાંક નથી રે, વાંક તમારો ઘેર.
એમ કરતાં જો ભેદ કરે તો, રૂડી કરજો સેવ,
અપરાધ હશે તો મન નહીં આણે, ઘેર જાઓ અવશ્યમેવ.
પછે પોતાને મંદિર આવી, સૂણ જનમેજય રાય !
પછે સેવા અર્થે આવી, અનેક કરે ઉપાય.
છત્ર ધરે ને છાયા કરતી, ચમર કરે ઉભી ચાર,
સહેજે શશિ જવ શયન કરે તવ ચરણ તળાંસે નાર.
વૈશંપાયન કહે સૂણ રાજા ! જનમેજય રાજન,
સેવા કરતાં અસ્થિ જ ભાગ્યાં, તોહે ન માને મન.
સુંદરી સર્વ સંગાતે મળીને, મનશું કરે વિચાર,
પાષાણ[1] સરખૂં રુદે થયૂં પણ, સેવા ન લાગે લગાર.
એક કહે લો આપણ જઇને, કીજે ઝંપાપાત,
એ જીવ્યાપેં મરણ ભલૂં જે, નાથે મૂક્યાં નિરાશ.
એક કહે લો આપણ જઇને, આત્મહત્યા કીજે,
સ્વામી થકાં જો સુખ ના પામ્યાં, તો દોષ કર્મને દીજે.

---

૧ પત્થર

એક કહે લો આપણ જઇને, બીજે પિતાને જાણુ,
પિતા આપણો ખપ નહીં કરે તો, નિશ્ચે કાઢશૂં પ્રાણુ.
સુંદરી સર્વે સંગાતે મળી, આવી પિતાને પાસ,
દક્ષ પ્રજાપતિ બેઠા હુતા, શી દો છો મુને આશ ?
નહીં જાઉ અહ્મો મંદિર એને, તહ્મો કરશો ખેદ,
અહ્મો આપહત્યા કરી મરશૂં, એ તો વાણી વેદ.
પેહેલી વાર જ્યારે રાવે આવી, ત્યારે મારી કાઢી,
આણી વારની જો તૂં આવી, તો વાત ભરાણી ગાઢી.
વચન સુણીને વજ્ર જ લાગ્યૂં, ઋષિને ચઢિયો ખેદ,
કાયા એની ક્ષીણ જ થાજો, એણે કીધો તમશૂં ભેદ.
એની દેહ તો ક્ષીણ જ થાજો (જો) ભેદ કરયો જો નારી,
અંજલિ ઉદક ભરી ઋષિજીએ મૂકયૂં તેણી વારી[1].

---

## કડવું ૨૪ મું રાગ–કેદારો.

દિન દિન કળા પડે શશિયરની, કાયા થઈ ત્યાં ક્ષીણ જી,
શ્વાસ ચઢે અંગ બળખા[2] આવે, ગતિ થઈ અતિ હીણ જી.
ચિત્ત માંહાં ચિંતા ઉપજાવે, ક્ષીણ થયો અંગ રોગજી,
અન્ન સ્વાદ ના આવે મનશૂં, સ્ત્રીસૂં નહીં સંભોગજી.
કષ્ટ શરીરને થયૂં અતિ ઘણું, આંહાંથી આંહાં ન જવાયજી,
તવ રહ્યો અમૃત શ્રાવતો, ઔષધિ પ્રલે થાયજી.

---

૧ પાણી. ૨ બળકા.

યજ્ઞદાન ષટકર્મ રહ્યાં, ને રૂંધાણું પુણ્ય વેદજી,
ઋષિ સ્થાનક મળીને આવ્યા, ઈંદ્રાદિક અવશ્યમેવજી.
જુએ તો મંચક[1]માં ઘાલ્યો, શ્વાસ ચઢયો છે અંગજી.
મુખ આગળ કર તો દીધો, આ તો મોટું વ્યંગજી
કહો શશિ! તમને શું દુઃખ છે ? અમને કહોને આપજી,
સ્વામી! મુજને દક્ષ પ્રજાપતિએ દીધો છે તાં શાપજી.
કહો શશિ શા માટે શાપ્યા? કારણ અમને કહીએજી,
એમ કરતાં જો સહેલ હોય તો, વિચાર તેનો કરીએજી.
અરે દેવો! તમ્હો ગિહીલા છો, એહ તણો શો વાંકજી ?
વાંક મારા કર્મ તણો જે, તે તાં આડો આંકજી.
કૃતકર્મ[2] સહુએ ભોગવે, દક્ષ તણો શો રોપજી ?
એ દુઃખ કોણ આગળ જઈ કહીએ, દીજે કર્મને દોષજી.
લેઈ આજ્ઞા સુર સહુ ચાલ્યા, સુર મળ્યા સર્વ સાથજી,
દક્ષ તણે ત્યાં આશ્રમ આવ્યા, સહુ ત્યાં જોડી હાથજી.
કહો દેવો! તમ્હો કહીં થકી આવ્યા? સાચું કોહોની નિત્યજી,
ઈંદ્ર આદ્ય અમર સહુ બોલ્યા, વારૂ કરો છો ચિત્તજી.
સ્વામી! શશિ શા માટે શાપ્યો? એનો શો અપરાધજી?
મંચક માંહી બળખા પડે ને. વારૂ વાધી વ્યાધ[3]જી.
તેણે કરી ઋષિ બાર બંધાણાં, શ્રવતો રહ્યો અમૃતજી,
ઔષધિ ત્યાં પ્રસે ખટ રે, અમારી ત્યાં વૃતજી[4]

---

૧ પલંગ. ૨ કરેલાં કર્મનું ફળ. ૩ રોગ, વ્યાધિ. ૪ વૃત્તિ, જીવનનું સાધન.

ઋષિરાયજી વેદના ટાળો, (આ) સર્વ દેવ તમ્હારા દાસજી,
સકળ દેવની વૃત જ ભાગી, અમ્હો થયા નિરાશજી.
અરે દેવો ! મુહ્‌ને એહ મ કહેશો, બીજો ચઢાવો પાડજી,
અમ સરખૂં જે કાર્ય હોય તે, પાળું તમારાં લાડજી.
એણે ઓશૂં ભેદ કરયો, ને, એને દીધો દંડજી
બાળીને હૂં ભસ્મ કરૂં પણ, પુત્રી થાયે રંડજી.

---

## કડવું ૨૫ મું—રાગ રામગ્રી

દક્ષ ઋષિ બોલ્યા એણી પેરે વાતજી,સુર સુત બોલે જોડી હાથજી

### ઢાળ

કર સંપુટ સુર સુત કરે, ઋષિજીને નામી શિશ,
સમતોલ સ્ત્રી શશિ રાખશે, તમ સુતા સત્તાવીશ.
પુત્રીને તમ્હો મોકલો રે, ચંદ્ર કેરે ઘેર,
હવે નહીં કરે પટંતરો, એને શીખ લાગી ઘેર.
સ્વામી ! શાપથી નિવારીએ, એની કાયા પામે છે કષ્ટ,
બંધન ટાળો સર્વ લોકનાં, રૂંધાણી છે સૃષ્ટ.
અરે ઇંદ્ર ! તૂં ગિહિલો થયો, અને વિચારી મન જોય,
આ જ પછી બ્રહ્મ-શાપ, ઉવેખ્યો[1] છે કોય ?
તે માટે એટલૂં કહૂં છૂં, સાંભળો સુરરાય !
બ્રહ્મ-શાપ ભોગવ્યા વિના, ક્યમ પાછો ન જ થાય ?

---

૧ મટાડયો.

ઇંદ્ર કહે અહ્મો આવ્યા માટે, એટલું માગું માન,
એની કાયા ક્ષીણ છે તે, દીપતો થાય વાન.

પાયે લાગે, માન માગે, અને અંગુલિ મુખ માંહ્ય,
આજ અહ્મને એટલૂં, આપીએ શ્રી ઋષિરાય!

આજ અહ્મો આવ્યા માટે, એટલૂં આપો માન,
પંદર દાહાડા કળા ચઢતી, પંદર પડતો વાન.

અમાસથી તે બીજ સુધી તન મધ્ય પ્રકટે જ્યોત,
પૂર્ણિમાએ કળા પૂરણ ચંદ્રની ઉદ્યોત.

એટલૂં તહ્મે કહ્યૂં કરો જો, માગૂં થઈ આધીન,
પૂર્ણમાની પ્રતિપદાથી, કાયા થાયે ક્ષીણ.

અપાર સ્વામી એહ નહીં, એમ ઇંદ્ર બોલ્યા વાત,
મંચક માંહેથી કયમ નીકળે? ભેદ કહીએ નાથ!

વળી ઋષિજી બોલ્યા, તહ્મો સાંભળો સર્વ દેવ,
એને તાં તહ્મો લેઈ જાઓ પ્રાચી માંહે અવસ્યમેવ.

તેનો પ્રભાવ છે નિર્મળો, તહ્મો જાઓ તેણે ઠાર,
સરસ્વતિ માંહે સ્નાન કરંતાં શાંતતા પામશે સાર.

પંદર દા'ઢા કળા ચઢે, પંદર પડતો વાન.
ઈંદ્રે આવી સર્વ કહ્યૂં, જો ઘણૂં માગ્યૂં માન.

શશી તહ્મો શૂં કરો? તહ્મારે પરકાજ
સગપણ હોય જેને જેવૂં તેને તેવી દાઝ.

જાંહાંથી જોઇએ વહાર આવી, ત્યાંહાંથી આવી ધાડ,
એણે ઓછૂં તાં નથી કરયૂં, વાત ગઈ છે હાડ.

ઇંદ્ર કહે છે એટલે, ઇહાંજ રાખો વાત;
લખ્યૂં તે તાં નીપન્યૂં, અદૃષ્ટની શી લાજ ?

ચંદ્રને તાંહાં લેઇ ચાલ્યા, પ્રભાસ માંહી અવશ્યમેવ,
સરસ્વતિ માંહી સ્નાન કરંતાં, દીવ્ય દીધો દેહ.

કનક, ગજ, રથ, અશ્વ આપી, ચાલિયો તાં ચંદ્ર,
પછે શીખ માગી ચાલિયા, અમરાવતી માંહે ઇંદ્ર.

સરસ્વતિ માંહી સ્નાન કરીને, જે કો આપે દાન,
તેની કાયા ક્ષીણતા ટાળી, દીપતો થાય વાન.

હવે ઓ સઘળીશૂં તહો, જાણશો કાંઈ ના ભેદ,
અંગીકાર સઘળીશં કરચો, એ તો વાયક વેદ.

અતિ ઘણો આદર કરીને, ઉતાર્યો છે શાપ,
સૃષ્ટિનાં મંડાણ માટે શુકલ પક્ષ નહીં પાપ.

કહી કથા ને પ્રીછવ્યા, રળીઆત કીધા રાય,
ત્યાર પછે તે શૂં થયૂં તે, કહો મુહને ઋષિરાય.

સંદેહ મારો ભાંજીયોજી, કહી કથા ભૂપાલ,
ત્યાર પૂઠે શૂં થયૂં તે, કહો મુનિ કૃપાલ ?

---

## કડવું ૨૬ મું

ઋષિજી બોલ્યા થઈ રળીઆતજી,
રાય જનમેજય! સાંભળ વાતજી.

### ઢાળ

રાય જનમેજય સાંભળો રે, ચંદ્રને વીત્યૂ તેહ,
સરસ્વતિ માંહી સ્નાન કરતાં, નિર્મળ થયો ત્યાં દેહ.

મહા મુનિ તો ધ્યાન ધરે, યક્ષ—કિન્નર દેવ,
ઈંદ્ર આદે સુર સઘળા, કલ્પના કરે હેવ.

મોટો મહિમા સરસ્વતિનો, સાંભળ્યો રાજન,
ત્રિલોક માંહી શ્રેષ્ઠ જે, સરસ્વતિનૂં સ્નાન.

પાતક હરતી, નિષ્પાપ કરતી, સ્નાન કીધે સિદ્ધ હોય,
મોટો મહિમા સરસ્વતિનો, અગોપ[1] વેહેતી સોય.

વળી સંદેહ ઉપન્યો, રાયને ત્યાંહાં એહ,
અદૃષ્ટ શા માટે વહે છે, કારણ કહોની તેહ?

ભૂપત સુણો તહ્મો ભાવ આણી, હૂં કહૂં નવનીત,
પૂર્વે એક જ ઉપન્યો રે, વડવાનલ ત્યાં હેત.

મહા દુષ્ટ દુર્મતિ અસુર સંગી, ત્રીગત ન લહે વિવેક,
વિકરાળ વદન બીહામણુલે, એવો દૈત્ય આવ્યો એક.

દોટ દે જાહાં દૈત્યસૂં, ત્રિશૂલ ધરીને પાણ,[2]
તે નગરના નરપતિ રાજાને, પોતાની દે આણ.

---

૧ ન દેખાય એમ. ૨ હાથ.

એક વિપ્રે સાંભરચો, મહા નરપતિ તેહ,
સ્વર્ગ મૃત્યુ પાતાલ માંહે, દમ્યા સહુના દેહ.

વશ કરીને વેગે આવ્યો, જ્યાં સરસ્વતિ સાક્ષાત્
કહેવા લાગ્યો પરણુ મૂજને, કહે વિહ્વલ થઇને વાત.

એ દુષ્ટ દુર્મતિ આવિયો, વિમાસ્યૂં મન માંહે,
એ પાપી પાછો તો વળે, જો કરૂં એક ઉપાય.

શરીર ત્યાં યુગ્મ કરયાં, પછે વિમાસીને મન,
પછે ત્યાંહાં થકી ઉત્પત્યાં, તે ગયાં બ્રહ્મસદન.

તાતજી ! મુજ રાખીએ, દૈત દમતો દુષ્ટ,
પિતાજી ! મુજ પરણવાને, આવિયો પાપિષ્ટ.

કહે રે પુત્રી ! કોણ આવ્યો ? સાચૂં કહે નવનીત.
સ્વામી મેં એવૂં સાંભળ્યૂં જે, વડવાનલ ત્યાં દૈત.

તેણે રાન માંહે અહ્મો રોળ્યાં, દીસંતો વિકરાળ,
તે ભાગી નાઠી ફરૂં છૂં, રખે જાણે ભાળ.

વદન વિકાસી વળ્યાં પાછાં, દોહિલે નાવે[1] કોય,
મૂઆ ટાળી સ્વર્ગ બાઇઓ, ન પામે ત્યાં સોય.

ઉગરીએ જો આપ—બળે, પીઆરી[2] શી આશ ?
ગિહિલાં જે તૃષ્ણા કરશે, સ્વજન બંધવ તાત.

આવી કહ્યૂં એમ દૈત્યને, સરશે તાહારૂં કાજ,
એક કહ્યૂં જો કરો મારૂં, વરૂં તુજને આજ.

---

૧ ન આવે. ૨ પારકી.

કહો તો નારી! નાચૂં ખરૂં, કહો તો ગાઉં ગીત,
(કહો તો) નટૂઆની પેરે નૃત્ય કરૂં, પરણુ મુજને સ્થિત.

મારે નથી કાર્ય એવડૂં, સાંભળો થર દૈત!
અલ્પ ગજુ કહૂં તે કરો, પછે ધરશું પ્રીત.

આ કુંભ માંહે પેસી નીકળો, તો માને મારૂં મન,
વૈશંપાયન બોલિયા રે, સાંભળો રાજન!

કુંભ માંહે પેસી રહ્યો, ઘટદ્વાર કીધો રોધ,
અવની થકી ઊંચો લેઈ, શીર ઉપર કીધો યોદ્ધ.

શિશ થકી લેઇને મૂકિયો, જઈ રહ્યો ત્યાં તગ મૂળ,
પછે મધ્યથી ચેતિયો ને, પડી મોહોમાં ધૂળ.

(પછે) મૂકી મધ્ય પાછાં વળ્યાં, આવ્યાં આપણે સ્થાન,
તે દૈત્યના તાં ત્રાસે ભાગ્યાં, થયાં અંતર ધ્યાન.

પેહેલો પ્રભાવ પૂરો હુનો રે, સરસ્વતિનૂં રૂપ,
હવે કિંચિત્ દાખવૂં તે, સાંભળો ને ભૂપ.

કહી કથા ન પ્રીછવ્યા, રળીઆત કીધા રાય,
ત્યાર પૂછે શૂં થયૂં તે? કહો મુનિ કૃપાળ!



## કડવું ૨૭ મું રાગ-રામગ્રી

સ્વામી કહોને કથા પ્રસંગજી, સ્યેં હળધરે તજ્યૂં પૂન્યનું અંગજી.

### ઢાળ

પૂન્યનૂં અંગ પરહરચૂં તે, કથા કહો વિસ્તાર,
વૈશંપાયન બોલિયા, રાય ! તું અવિધાર.

હિરણ્ય[1] આપ્યૂં અતિ ઘણૂં, ધન આપ્યૂં કુંજરદાન,[2]
પછે હળધર સંચરચા, કરી પુનરપિ[3] તે સ્નાન.

પછે ત્યાંહાંથી આવિયા, તેણે સમે હળધર રાય,
ભીમ ને દુર્યોધન તે, સુભટ કરે સંગ્રામ.

અંતર્યામી વિશ્વવ્યાપક, વિચારે ચિત્ત માંય,
પુત્રીને સુખ ઉપજાવવા, રખે પૂન્ય પાસે જાય.

પછે દુર્યોધન નહીં મરે, જો ભ્રાત ધરશે ક્રોધ,
વિનય કરીને પ્રીછવૂં, બળવંત એ છે યોદ્ધ.

વડ ભ્રાત મર્યાદા રાખવા, સામા ચાલ્યા સ્વામ,
ચરણ વંદન કરીને, રૂદે ભીડયા રામ.

આલિંગન દેતાં ઉપની, બળભદ્રને ભ્રાંતિ તાંહ,
કર્મયોગે બંધાવાને હૂં શીદ આવ્યો આંહ ?

આંહાં થકી જો નિસરીએ તો, પામીએ મન શાંત,
આલિંગન દેતાં ઉપની, બળભદ્રને મન ભ્રાંત.

(પછે) પાણ ગ્રહી પરિબ્રહ્મજીએ, બેસારચા બળદેવ,
પૂજિયા ભડ પ્રેમસૂં તે, અનેક કીધી સેવ.

---

૧ સોનું. ૨ હાથી. ૩ બીજી વાર.

તે માટે તાંહાં જઈ મળ્યા, સાંભળો સુધં રાય.
એ કથા રહી એટલે વળી, પ્રશ્ન બીજુ થાય.

રાયજી રીઝયા ઘણૂં ને, સંદેહ ટળ્યો મન માંહ્ય,
કાંઈ નથી ઋષિ! માહારે, જે કરૂં તમ પસાય.

અશ્વ ગજ રથ ભંડાર કરીને, રત્ન હીરા કોડ,
સમર્પણ તમને કરૂં તે, નથી કહૂં કર જોડ.

પછે રત્ન–થાળ ભરીને, શ્રીફળ મૂકયૂં મધ્ય,
પૂજિયા ભડ પ્રેમશૂં તે, નાના વિધ સુગંધ.

અલંકાર ભૂષણ આપિયાં, નાના વિધ અનેક,
શિર સહિત ચરણે લાગ્યા, કરી વિનય વિવેક.

તમ યોગ્ય ગુરૂજી! નથી આપ્યૂં, વચન બોલે દીન,
જે આપ્યૂં તે અલ્પ દીશે, મંદ ભાગી હીન.

ભલો ભલો કહે મહા ઋષિજી, શીસ મૂકયો પાણ,
સદા શ્રી ગોવિંદજી તુંહે, કરજો કલ્યાણ.

જેને પાસૂં પરિગ્રહ કેરૂં, તેનો કહૂં મહિમાય,
પાંડવને પરિગ્રહજી તે, સદા કરતા સહાય.

કૌરવે કપટ ઘણાં કરયાં, પાંડવનાં છેદ્યાં મૂળ,
શરાડે સમૂળં ગયૂં, જે પડી મ્હોંમાં ધૂળ.

પાંડુને પેટ ઉપજ્યા જે, પુત્ર પાંચ વિશેષ,
ખ્યાત યુગમાં વિસ્તારવાને, પુત્ર પાવન એક.

અધર્મે હોય ત્રષ્ટ તું, કૌરવનૂં કાંઇ ના જાય,
**અધર્મ ન ગમે હરજીને,** પાંડવ સમૂળૂં જાય.

અધર્મ ચાલ્યો યુગ ચ્યારમાં, તહ્મો સાંભળો વાત,
કરનારો તાં કરી ગયો, યુગ માંહી રહી વિખ્યાત.
રાયજી રીઝ્યા ઘણું ને, ભાળવ્યા ભંડાર,
પછે જોતાં કાંઈ જડે નહીં, આપવાને સાર.
ચરણ સેવા કરૂં ઋષિજી ! આપવાને દાન,
ઋષિ યોગ્ય એહ છે, જે ઘણું માગે માન.
દિન દિન સેવા કરૂં ઋષિ ! ઉલટ અંગ ન માય,
એ કથા એટલેથી રહી, વળી પ્રશ્ન બીજુ થાય.
કથા જે અધવચ રહી, વઢે ભીમ દુર્યોધન,
વળી સંજય પૂછિયા રે, ધૃતરાષ્ટર રાજન.
ત્યાર પૂછે શૂં થયૂં તે, કહે સંજય વાત,
છો છો મારો છોકરો, પાંડવ સઘળો સાથ.

---

## કડવું ૨૮ મું-રાગ વેરાડી

કહે સંજય સાંભળ રે રાય ! એવો કુંવર દીસે દળ માંય,
તેનૂં પરાક્રમ કહ્યૂં ન જાય, સાંભળી સહુ આશ્ચર્ય થાય.
ચક્ર તણી પેરે સૈન્યા રહી, ભલા સુભટ તેણે વાણી કહી,
ગ્રહી ગદા ભડ મારે હાક, સર્વ સેન્યામાં પડિયો ઢાંક.
દુર્યોધન એમ બોલે વાણ, વૃકોદરના લેઉ પ્રાણ,
ભીમસેન જે સ્થાનક રહ્યો, તાં દુર્યોધન ચાંપી ગયો.
મારી ગદા મન આણી ક્રોધ, ભીમ ઉપર હવ્યો તે યોદ્ધ,
સ્વેદ વળે, તન કાયર થયો, પૃથ્વી ઉપર પડીને રહ્યો.

થર થર અંગ હવું કાદવી, મૂજ વઢવાને મત કાં હવી,
એક ઘડી તન લાગી લળી, ગ્રહી ગદા ભડ ઉઠયો વળી.

લોચન ભ્રમર ચઢાવી રીસ, કોપે થર થર ધ્રૂજે શીષ,
મારી ગદા મન આણી ખીજ, જાણે કડકડ પડતી વીજ.

દુર્યોધન પાછો ઓસર્યો, ભીમે કર દેખાડયો ખરો,
વળી ધસમસી આવ્યો શૂર, પ્રહાર કરી કયાં જઈશ ? ભૂર !

(પછે) મૃત્યુ તણો મૂકી ભય, મલ્લ તણી પેર વળગ્યા બેય,
ઢીચણીયાં, કોહોણી ને લાત, અળવે છૂટા નાંખે હાથ.

મહીષ તણી[1] પેરે મારે શરી, વિહ્વલ પામે જાયે નીસરી,
આંટી ઘાલે ચરણ કરી, કરડે અંગ ભરે આંચલી.

મદગળિત વળગ્યા માતંગ, વાનરની પેરે કરડે દંત,
છટકી વીર થયા જૂજૂઆ, ત્રાસે લોક જે જોવા રહ્યા.

નાસંતાં એમ બોલે મુખ, અણસર્જ્યૂં પામીશૂં દુઃખ,
અંતરીક્ષ ઈંદ્ર આવીને જોય, પૂર્વે આવા વઢયા ન કોય.

રઘુનાથે રાવણ તાં દબ્યો, વૃત્રાસુર તાં યે એમ હણ્યો,
યુદ્ધ જાલંધર ને મહાદેવ, તેપેં અદકૂં આ અવશ્યમેવ.

ભલા સુભટ એમ વાણી કહે, પુષ્પવૃષ્ટિ તાં દેવતા કરે,
વૃકોદર વાધ્યો અતિ ઘણું, કાઢયૂં બળ સહુ પોતા તણું.

મારી ગદા ને બેવડ થયો તવ દુર્યોધન ધરણી ઢળ્યો,
જવ પડિયો દીઠો જામાત્ર, કોપે થરથર ધ્રૂજે ગાત્ર.

---

૧ પાડો.

નીલવટ ભ્રમર ચઢાવી રેખ, મહા કાળ ધરચો તવ વેખ,
હળધરે હળ કીધું ઊફરૂં, પાંડુ તણા તન પ્રાજે કરૂં.
ઇંદ્રપ્રસ્થ ઊજાડું ગામ કોપ કરી કહે હળધર રામ,
સંજય કહે સુણ રાય! ચિત્ત ધરી, એવી ક્રોધે વાણી ઉચરી.
અહો ઉભે એણે શું કરયું, હળધરે હળ કીધું ઊફરૂં,
અહો સપરાણા વસ્યા વદે, કોપે હળધર અતિ હડહડે.
સામા ચાલી ગયા શ્રી હરિ, બાંધવની પ્રશંસા કરી,
સ્તુતિ કરવા લાગ્યા લઘુ ભ્રાત, કર સંપુટ જોડીને હાથ.
હળ હેઠું કીજે બળ ભાઈ! એ મુજને આપો પસાય,
સ્વામી! તું કરૂણાનિધિ રામ, પાવન થઇએ તારે નામ.
સ્વામી! તું તો દીનદયાળ, વચન વિવેક કહે ગોપાળ.
મહા ક્રોધ મૂકો પરહરી, એ તો એહના છે ગોતરી.
આપણને એવડી શી પડી? જેને મુખ લીજે તાં ભડી,
અહીં દુર્યોધન લાગે જામાત્ર, તાં સુભદ્રા પરણાવી પાર્થ.
કૃષ્ણે એહેવી વાણી કહી, અદકે ઓછે કોઈ નહીં.
જો પાંડવ અવની પામશે, તો આપણને શું આપશે?
જો દુર્યોધન કરશે રાજ, તો આપણને કીયા કાજ?
મારે મન તો એ ઉચાટ, દીજે ભગિનીપુત્રો માટ.
સ્વામી! એમ સર્જ્યું છે કયમે, પુત્રી વિધવા થઇ કયમ ગમે?
સ્વામી! તહો એમ કહો છો રામ! સઘળું કૃષ્ણ કરાવે કામ.
સ્વામી! તહો અઘટતૂં કહ્યું, તે તો મારા મનમાં રહ્યું,
અઘટતું જે જોવા જાય, તેને તેવો દીજે ન્યાય.

કારણવચન શ્રી કૃષ્ણે કહ્યાં, તે હળધરના મનમાં રહ્યાં,
તેણે કરી મન પામ્યૂં શાંત, ગઈ બંધવના મનની ભ્રાંત.
સાંભળ સાચ્ચૂ એક ચિત્ત ધરી, એ તાં તારી છે દીકરી,
જે ઘટતૂં જેને તાં હોય, તે કરતાં નહીં વારે કોય.
પીતરીઓ પિતાને દામ, તો કેનૂં શૂં છે રે કામ?
વળતાં વચન કહે કૃષ્ણ તે મર્મ, કૃષ્ણ કરાવે ધર્માધર્મ.
એવૂં કહીને હળધર વળ્યા, રાય ધૃતરાષ્ટ્ર ધરણી ઢળ્યા,
સંજય કહે રાજા! અવિચાર, મૂર્છા પામ્યો તેણે ઠાર.

---

## કડવું ૨૯ મું-રાગ રામગ્રી

ધરણી ઢળિયા તવ રાજનજી, મૂર્છા વાળી કરચા સાવધાનજી.

### ઢાળ

સાવધાન કીધા રાયજી, અને નેત્ર વહે જળ પૂર,
દુર્યોધન જાતે થયૂં જેમ, અસ્ત પામે સૂર્ય.
કુંવર કુળ-દીપક ગયો, મુજને વાહાલો હૂતો જેહ,
કઠિણ રૂદે ફાટે નહીં મારૂં, વજ્ર ઘડિયૂં તેહ.
કુંવર તાં બળવંત ગયો, શત પુત્ર મધ્યે એ જેષ્ઠ,
વૃદ્ધપણે વીગોવવાને, શીદ આવ્યો પેટ?
રુદે મૂકયૂં મોકળૂં, આરડે નર ને નાર,
દુર્યોધન! તૂં કાં અવતરચો, મારી કૂખ મોઝાર.
હું રૂડી રસોઈ રાંધી મૂકતી ને, આરોગતો આધાર,
મારે ખોળે બેસતો તે, દુર્યોધન કુમાર.

મુજ્જ આશ હતી અતિ ઘણી, સાંભળો સંજય ! વાત,
તે દા'ડો મુજ્જ કોણ કેશે આરહીને માત.

આવાં મંદિર ને માળિયાં, નવા ગોખ ને અવાસ,
ચિત્રામણ કીધાં હેમનાં, માંહી ચૂઆ ચંદન વાસ.

ઘોડલે ઘર દીપતાં, પડશાળ પોહોળી પાટ,
સ્થાનક સુતનાં જૂજૂવાં, માંહે રત્નહિંદોળા ખાટ.

પાઇયા પરવાળી તણા, માંહે હીરની દોર,
ચાર પાઇએ ચ્યાર પૂતળી, તે ઉપર માંડણ મોર.

તળાઇ ત્રણ વામ ઉંચી વિવિધ વિચિત્ર વિશેષ,
ભલાં ગાલ મસૂરીયાં, ઉસીસે જડિત રેષ.

તેણે પુત્ર મારો પોઢતો, સાંભળો સુધી વાણ,
આજ તે ઘર તજીને, થયું છે મશાણ.

શત પુત્ર હતા પેટ માંહે, જાણે કલકલીને શાલ,
આજ ઉતારી નાંખિયા, જેમ રુદ્રની નિર્માલ.

ઓછે તપ અહ્મો અવતરયાં, દુર્બળ દીન અનાથ,
આજ અહ્મો થયાં વાંઝીયાં, પૃથ્વી પડિયા હાથ.

રાજ્ય રિદ્ધ મહાનિદ્ધ હતી, રથ અશ્વ ગજ ઘોડાર,
દેવ જ્યારે કોપિયો ત્યારે, ન રહ્યું એક લગાર,

રાજ્ય ગયું તો જાઓ પરૂં, ધન ગયું તો જાઓ દૂર,
ધન ઘણુંએ આવશે, જેમ નદી કેરૂં પૂર.

તે ગયાનું દુઃખ નથી, આવે ને વળી જાય,
(પણ) કુંઅર જતે કાંઈ નહિ ઉગરયું રે, હોળી હૈયા માંય.

હવે સંજય મુઝ લઈ જાઓ, જાંહાં આંમદ્રહ અપાર,
તે માંહે લેઇ ઝંપાવીએ રે, અહ્નો નર ને નાર.
આજ દુર્યોધન આરોગ્ય છે, કાલ કહેશે વાત,
કેહેશે દુર્યોધન પૃથ્વી પડયો, ત્યારે શું થશે ઉત્પાત.
પાસેથી સંજય રડે, એક દુઃખ ને વિલાપ,
દીવ્ય ચક્ષુ મુઝ શાંને આપ્યાં ? પુણ્યપેં ઘણું પાપ.
વળી રૂદન કરતાં પૂછિયૂં રે, ધૃતરાષ્ટર રાજન,
પછે સંજય શૂં થયૂં જવ, પડયો દુર્યોધન ?
આધાર હૂતો એટલો તે, ગયો હળધર રામ,
દોહેલે કો આવ્યૂં નહીં, મારા પુત્ર કેરે કામ.
અરે સંજય ! બાપડા, એવી કો કહે વાત,
હર્ષે આપૂં વધામણી જ્યે, જિત્યાની કહે ખ્યાત.

---

## કડવું ૩૦ મું

સંજય પૂછા કરતાં રુદનજી, કોણ વ્યવસ્થા દુર્યોધનજી ?

### ઢાળ

કોણ વ્યવસ્થા સુતને પડી, રાયોજી ધરે રોષ,
નેત્ર દૈવે નીગમ્યાં તાં, દૈવને શો દોષ ?
આજ મુજ જીવતાં પ્રથવી, ક્યમ કરે પાંડુકુમાર,
ઊતરડી અળગા કરૂં, નહીં આંખનો આધાર.
એ અમ આગળે અળશિયાં, આજ વાહાડૂં શીશ,
કોણ માત્ર એ કીડલાં ? જો માથે શ્રી જગદીશ.

(અરે)સંજય ! પાંડુ જવ પૃથ્વી પડયો, ત્યારે કહ્યો મરતાં બોલ.
અપત્ય મારા એકલા તું, પિતાને સમતોલ.
સંજય અહ્મો નવ જાણુતા રે, પાંડુ કેરા તંન,
વીગત્ય કાંઇ ન જોતાં, જયમ પુત્ર દુર્યોધન.
પૂછો કુંતા પાસે છે જો, વાધતા બોલે બોલ,
એણે કાંઇ નવિ જાંણિયું રે, રૂદે થયો નિટોલ.[1]
એણે અહ્માર‌ા અવગુણ ગ્રહ્યા, પણ ન ગ્રહ્યો ગુણ એક,
કોણ મત્ય જ ઉપની જે, વાત પડી વિશેખ.
ગુરૂ ભ્રાત સર્વ સંધારિયા, એવા કુળ અંગાર,
એ ધર્મ અધર્મી કયમ થયો જે, વર્ત્યાવ્યો સંધાર.
સંજય અહીં આવ્યા હશે રે, દેશ દેશના રાય,
જોવાને જે આવિયા તે, અવટાણ્યા દલ માંહ્ય.
કોણ કર્મે અગાધ્ય કીધૂં, ધર્મે મૂક્યું આપ,
અઢાર અક્ષૌહીણુી દળ આવટચૂં તે, છૂટશે કયેમ પાપ ?
જો કુંઅર મારો કઠીણુ હતો, પણ આવતો મુજ પાસ,
પુત્રને હું પ્રીછવીને, અપાવતો અર્ધ રાજ.
સંજય કહે આવ્યા હૂતા, તેનો નહીં કાંઈ વાંક,
વાંક તારા કુંઅરનો તે તો આડો આંક.
સંજય એ શૂ બોલિયો રે, જણાવત મુજ વાત,
અર્ધ વેહેંચી અપાવત જો, હતા અવગુણ સાત.

---

૧ નિષ્ઠુર, નઠોર.

આગે ઘૂતશાળાએ સર્વ હારચૂં, વળી હારચા નાર,
સેવક મુખ કહેવરાવ્યૂં જે, પરહરચા હથીઆર.
ગાંગેવ ગુરૂએ ઘણું વાર્યાં, પણ કહ્યૂં ન કીધૂં ભૂર,
પંચાલીનાં પાંગરણ કાઢયાં, સભા મધ્યે શૂર.
ત્યારે વિદુર મુજ કને આવિયા, કહી માંડી વાત,
અંતરગત આલોચિયૂં, અમ કીધૂં શત ઉત્પાત.
ત્યારે દ્રૌપદી તેડી કરી, અને બેસારી ઉછંગ,
વહુઅર મુજ કને આવિયાં, કુંઅર અબદ્ધ અસન.
વર ત્રણ તેને મેં એ આપિયા, મન ગમતા જેહ,
એ ધર્મની મત્ય કાંહાં ગઈ જે, ઉપની મત્ય એહ.
સંજય કહે રાય! સાંભળો, કેતાં કરશો રીસ,
એનો અધર્મ તો કો નહીં કહે, જેને માથે શ્રી જગદીશ.
તારે કુંઅરે પાંચાલીનાં પાંગરણ કાઢયાં, કીધૂં તાં દુષ્ટ કર્મ,
મસ્તક પાખે ધડ રહ્યાં મેં, જોયૂં સભા રહી મર્મ.
ગાંગેવ, ગુરૂ તે સભાએ બેઠા, મન નાણી[1] મેહેર,
જ્યારે જેહનો દા[2] પડયો, ત્યારે તેણે વાળ્યૂં વેર.
ભીમને તો સુખ હવૂં જો, નવ્વાંણૂ માર્યા તંન,
વેળા માંહી પડયા માટે જોયૂં દુર્યોધન.
પછે દુર્યોધને શું કરચૂં, કોહોની સંજય! તેહ,
કે યુદ્ધ કરચૂં કે પ્રાણ ગયો, કે રહી છે દેહ.

---

૧ ન આણી. ૨ દાવ.

## કડવું ૩૨ મું—રાગ ગોડી.

નિર્ભય થકો ઉઠયો તે વીર, ગ્રહી ગદા ઊભો રણધીર,
ધાતી[1] દુર્યોધન મન હામ, વૃકોદર છંડાવ્યો ઠામ.

સબળ બળભેર કરે રે પ્રહાર, જાણ્યું પ્રાણ ગયા આ વાર,
ત્રાહે ત્રાહે હવે શું થશે, જો પૂંઠે બીજી મૂકશે.

ભાગી ગત જે પામ્યો ભીમ, સ્વેદ વળે તન ટાઢું હિમ,
અડવડતો તાં લે ઓલવા, લાગ ન પામ્યો નાશી જવા.

દુર્યોધનનો દેખી સંગ્રામ, સુભટ તણાં મન ન રહે ઠામ.
જાંહાં દુર્યોધન મૂકે રણ, કોપે થરથર ધ્રૂજે રણ[2].

નીલવટ ભ્રમર ચઢાવી કાળ, જાણે પુરૂષે ચાંપ્યો વ્યાલ,
કહે સંજય સાંભળ રે રાય! એવો કુંઅર દીસે દળ માંય.

યુદ્ધ કરતાં વસમી વાત, દુર્યોધન દેખાડે હાથ,
ગજ આડે આવે અતરે, હાથ હડસેલી અલગા કરે.

કાંન તણા સાહે પાપડા, મારે ગદા જાયે અડવડા,
હય તણો[3] કેશવાળી ગ્રહી, અવળી સવળી નાંખે કંહી.

નાંખે રથ ઝાલી ઊફરા, આક તુલ પેર જાયે પરા[4],
સંજય કહે મેં વાણી વદી, શોણીતની એક ચાલી નદી.

ગજ રથ અશ્વ તણાયા બહુ, સુભટ તણી સંખ્યા નવિ લહૂં,
ઘોડે ચઢયા બુડયા અસવાર, પાલા તણો ન લાભે પાર.

નાવ તણી પેરે રથ ફરે, કો હવે પામે વળગી ઉતરે,
કો વેહેતે પૂર તણાઈ ગયા, કો કાદવમાં ખૂંચી રહ્યા.

---

૧ ધાલી ૨ સાપ ૩ ઘોડા. ૪ આઘા

ધડ પાખે મસ્તક રડવડયાં, જાણે શોણીતમાં તરે તુંબડાં.
દેશ દેશના આવ્યા રાય, તે સહુ અવટાંણા દળ માંય.
અગિયાર અક્ષૌહીણી કટક જ હતું, તે તારા કુંઅરને પરા વર્તનું
તેમાં કોની ન લાધી ખોજ[1], કટક પડયું ત્યાં ફોજેફોજ.
ગદા ખડગ ને તોમર પ્રમાણ, ચાપ ચઢાવી મૂકે બાણ,
પેહેરયાં જીવરખી[2] જણુ શાલ, બાથા ભીડયા રે ભૂપાલ.
નાના વિધનાં અંગ હથીયાર, પેહેરયાં સેન્યા તાં અંતિસાર,
એવા ધરણી ઢળિયા વીર, જેનાં પર્વતપ્રાય શરીર.
મૂછ તણા વાંકા આંકડા, અશ્વ અનુપમ ઉપર ચઢતા,
એવા ધરણી ઢળિયા વીર, જેનાં પર્વતપ્રાય શરીર.
અતિ ઉંચા છે તેના તુરી, પાખર સહિત પલ્હાંણુ જ ધરી,
શીર લગામ ત્યાં સોના તણાં[3],મધ્યમ ચિત્રાંમણ લખિયાં ઘણાં.
રત્નજડિત તે ત્યાં ચોકડાં, કુંકુમરોળ કીધાં પૂછડાં,
ચરણુ ચ્યાર ભોંયે નવિ ધરે, કો જાણે અંતરીક્ષથી ઉતરે.
તે ઉપર કેવા અસવાર, સાંભળજો તેના શ્રૃંગાર,
વારૂ[4] શીર બાંધ્યા શીરબંધ, નીલવટ જાણે શોભે ચંદ.
ગળસ્થળ ભરીયા તંબોલ, અરૂણ અધર તે રાતા ચોળ,
વારૂ અંગ ધરયાં આભ્રણુ, ઝગમગતાં જાણે રવિ કીરણુ.
અંગ આલેપન કીધાં ઘણાં, ચૂઆ ચંદન ઉપર છાંટણાં.
કડી પટા ભીડયાં ભૂપાળ, શૂર તેણે પેહેરયા સુરવાલ,

૧ તપાસ, શોધ. ૨ જીવનું રક્ષણ કરનારૂં બખ્તર. ૩ લગામને નાન્યેતર જાતિમાં ગણી છે. ૪ સુંદર, દેખાવડા.

નીલ પીત ફરતી જરી કોર, મધ્ય ચિત્રામણુ લખિયા મોર.
વારૂ પાને ધરી મોજડી, જાણે આગે હુતી જડી,

એવા ધરણી ઢળિયા વીર, જેનાં પર્વતપ્રાય શરીર,
જે જોવા આવ્યા રણસંગ્રામ, મંદિરનાં મૂકીને કામ,

અલ્પ જીવ અવટાણા કહીં, ગંધ્યબડેડા (?[1]) લાધ્યો નહીં.
કેની સ્રીને વિરહ હતો, સ્વામીજી દષ્ટે આવતો,

રંગે રમશું ભોગવિલાસ, અંતરગત એમ કરતી આશ.
કેની જનની[2] જોતી વાટ, પુત્ર તણા ધરતી ઉચાટ.

ક્યહીએ આવશે મારો તન, પેરપેરનાં પ્રીસૂં ભોજન.
કહીંની ભગિની દેતી આશીશ, બાંધવ જીવજો ક્રોડ વરિસ,

વીરનાં વિઘ્ન બળીને જજો, બાંધવ મારા ઘેર આવજો.
કેહીનો ગુરૂ ને કેહીનો ભ્રાત, એમ કરતો સઘળો સાથ,

કેની સ્રી કરતી ઉચાટ, અંતરગત એમ જોતી વાટ.
કેની માતા થઈ વાંઝણી, પુત્ર આવ્યાની આરત ઘણી,

કેહિની ભગિનીને એકજ વીર, નયણે તે તો ઢાળે નીર.
કેહિની બંધવની ત્રુટી બેલ, તે મુખથી નિશાસો મેલ,

તેહ તણે નીશાસે રાય, નીલૂં[3] હોય તે સુકૂં થાય.
કેહિને એક હુતો યજમાન, તેને તાં પડિયાં વિજ્ઞાન.

એમ આશાભંગ થયા બાપડા, જોતાં વાટ રહ્યા જીવડા,
સૈન્યા માંહે વર્ત્યો સંઘાર, તે સર્વ રાજાને ભાર.

અન્યો અન્યે મળિયા વીર, ધનુર્વિદ્યા જે જાણે ધીર,
વળી સંજય કિહિ છી સાર, સાંભળ રાજા તે નિરધાર.

---

૧ શબ્દના અર્થ બેઠા નથી. ૨ માતા ૩ લીલું.

## કડવું ૩૨ મું

કહે દુર્યોધન સાંભળ ભીમ! કાં થઈ બેઠો ટાઢો હિમ?
શું ના તું થાનો સાવધાન? એક મુહૂર્ત તાં છે દિનમાન.

છૂટક યુદ્ધ અમ્હો નહીં કરૂં, કૂંડે ઊતરીએ તો ખરૂં,
શૂરે શૂર સેન્યા માંહી બકે, જેકો જેને મારી શકે.

એણી પેરે અપત્ય સંગ્રામ, નાશે તેનો ફેડે હામ,
જે કલ ખાઇને ભોમે પડે, તેનો પુત્ર જે તેને અડે.

(તો) આપણે હદ કીધી ખરી, જે લીહ[1] લોપી જાય તીસરી,
તેનાં આયુદ્ધ લેજો હરી, દુર્યોધને વાણી ઊચરી.

તે વળી ન રહે નગર જ માંય, એવી પ્રતિજ્ઞા કીધી રાય,
પછે યુદ્ધ પ્રમાણ જ કરી, મધ્ય ઉભા ગદા કર ધરી.

સંજય કહે રાય! સૂણ ચિત્ત ધરી, એવી આકૃત્ય[2] યુદ્ધની કરી,
જેમ જળકૂડા માંહે શશિબિંબ, ત્યમ કૂંડે નાંખ્યા સ્તંભ.

અજા યૂથ રહ્યું જેમ ફરી, તે મધ્યે બેઠો કેશરી,
શૂર સકળ માંહે એમ શોભતા, કરે માર તે મહા મલપતા.

ઉપાડીને મૂકે ઘાય, વાંકો વીસમો કો નવિ થાય,
બાંધીને આપ્યૂં શરીર, એમ દુઃખ માંહી પડિયા વીર.

ભીમસેન જે મૂકે ઘાય, તેણે દુર્યોધનને નહીં પ્રભાય,
જાણે પર્વત ઉપર પડી, પાછી ગદા આવે ઊથડી.

વળતી મારે તે દુર્યોધન, ભીમનૂં થરથર ધ્રૂજે તન,
ગયૂં હબકે સર્વ લોહી ને માંસ, જીવતો પડયો હું યમને પાશ.

---

૧ લીહ=મર્યાદા. ૨ આકૃત્ય=આકૃતિ=શરતબંધી.

શત્રુ તણી મન વસમી વાટ, ભાંજી ભૂકો કીધાં હાડ,
પાંડુ તણા જે ચ્યાર કુમાર, દૂર રહ્યા એમ કરે વિચાર.

કહો રે કૃષ્ણ! સ્વામી શું થશે, ભીમડો મરશે કે જીવશે,
ના રે બાપ! કલ્યાણ જ હશે, જેના કુળમાં ધર્મ જ થશે.

કહે સહદેવ નકુળ એમ વાણ, સાંભળીએ હો સારંગપાણ!
જો કો હોય તેને કૂટી મારીએ, એ યુદ્ધ અહીંથી નિરતારીએ.

ત્યારે કોપ કરીને બોલ્યા ધર્મ, મૂઢો! કાંઈ ન જાણો મર્મ,
અરણવ[1] ઊતરિયા બહુ નીર, ઓછે જળ કયેમ બૂડો શરીર.
બોલ્યા બોલ તે કયેમ મૂકીએ? ધટતારત સમ કિમ ચૂકીએ,
જો સત્ય મૂકી અસત્ય ચાલીએ, તો બાર વરસ વન કિમ ગાળીએ.
સત્યે તપે રવિ શશી ભાણ, સત્ય સૃષ્ટિ તણું મંડાણ,
સત્યે કરીને મારૂત વાય, સત્યે કરી પ્રસવતી ગાય.
સત્યે કરી સઘળુ આચાર, રહી પૃથ્વી સત્ય આધાર.
એવો બોલ કહી ચૂકયા લહો, સત્યે સમુદ્ર મર્યાદા રહ્યો.

તેમાં સંદેહ નહીં રે ભ્રાત! જગ રેલીને કરે ઉત્પાત,
જ્યારે અરણવ મન આદરે, સઘળી પૃથ્વી જળમય કરે.

સત્યે રાખી રહ્યા શરીર માનુભાવ એવા ગંભીર,
તારે એવડી શી છે પડી? જે ભારે વચન કહો મુખ ચઢી.

આગે દૂહવાણા હરિ મન, એક વચન માટે અર્જુન,
સહેજે સેવા કરતાં કહ્યું, તે માટે ઘણું દુઃખ નર વહ્યું.

---

૧ સાગર, દરિયો, સમુદ્ર.

વચન વિવેક આપણ રડવડયા, સગાં સહોદર કોહોના નવહવા,
તે કિમ્ વીસરી ગયૂં હો વીર ! તરસ્યાં ટીપૂં ન પાયૂં નીર.

વન વીગૂત્યા પાંચે જણા, કર્મભોગ ભોગવ્યા આપણા,
(નહીં તો) નકુલ મશાણી, જોષી તહ્મો, વ્યંડળ અર્જુન વાડવ અહ્મો.

ભીમસેન રાંધણા રખવાલ, જો વિમુખ થયા ગોપાળ,
નારાને નુતા[1] લાગ્યાં રવિકીરણ, તેના કંટક વિંધ્યા ચરણ.

જેને દાસીની ગણના નહીં, તે દીધે વસ્ત્રે ઓશીયાળી થઇ,
આપણ સુખેદુઃખે રહ્યા (પણ) વીનતાના દિન દોહિલે ગયા.

સુખ ન પામી એ સુદરી, આપણે ઘેરે આવી નહિ ઠરી.
હરિની રીસ ત્યારે ઉતરી, ઇંદ્રસદન જઇ સ્તવિયા હરિ.

અતિ નવિ કીજે અભિમાન, સર્વ કર્તા છે શ્રી ભગવાન,
આતાં જો સ્વામી સન્મુખ હશે, તો બોલ આપણો ઉપર થશે.

ભીષ્મ યોદ્ધ ને ગુરૂદેવ, કર્ણ કૃપાચાર્ય અવસ્યમેવ,
મામો શલ્ય ને ભગદત્તરાય, બાહૂલીક બહુ યોદ્ધ કહેવાય.

તે સઘળાનો [2]દર્પ જ હણ્યો, છાશ તણો એ છે આફરો,
હઠિયો ભીમ થઇ હાંકશે, ત્યારે નીધણીઆઓ નાશી જશે.

---

૧ ન હુતાં. ૨ અહંકાર.

## કડવું ૩૩ મું–રાગ સામેરી

વકરતાં વીર વાધિયો રે, વૃકોદર તેણી વાર,
ગદા દળ મધ્યે ફેરવીને, ગાજતો અતિ સાર.

પછે મૂકયૂં મોકલૂં, બાંધી આપ્યૂં તન,
પછે છૂટક માંડિયૂં રે, સાંભળો રાજન !

આકર્ષી બળ આપણું ને, ચાલિયો રણધીર,
સૈન્યા અંગ ઉડાડીને, શ્રથળ કીધૂં શરીર.

માંહોમાંહે બહુ આફળે ને, સુભટ મેહેલે ઘાય,
ગદા વાજે, અસ્થ[1] ભાજે, તોએ દુઃખ ન થાય.

આમીષ[2] કટકા અંગથી, શોણીતની વહે ધાર,
પાછી પાંહાંની નવિ કરે. એવા સુભટ ઝૂઝાર.

(પછે) મૃત્યુ પોતાના મનમાં નહીં, શરને મન જેમ તૃણ,
નાશીકા ઉપર વહે રક્તધારા પલાશ[3] જેવું વર્ણ.

મર્યાદા માને નહીં, આલંભે બળ આપ,
એક તાં કરે ગ્રહી ગદા, બીજે ભરતા થાપ.

અભિમાન આપણા અંગનૂં, કો ન મૂકે મામ,
ભોમ્ય ગ્રહી છાંડે નહી રે, ધણૂં કરે જો પ્રાણ.

રહ્યાં દળ પાછળ તરવરી, જૂએ સુભટ સંગ્રામ,
તુંગો તુંગાં ત્યાંહાં પડયાં, તલ મૂકવા નહીં ઠામ.

અન્યો અન્ય ગદા આથડે, ઉઠી રહ્યા અંગાર,
ઇંદ્ર તાં ઘણૂં ઉદ્રકયો, કોણ આવિયો આ વાર.

---

૧ હાડકાં ૨ માંસ ૩ ખાખરાનાં કેશુડાંના રંગ જેવું.

આગે વૃત્રાસુર ઘણૂં વળગિયો, તેવી વિશ્વ જાણે વાત,
તે થકૂં આ અધિકુ જાણે, હોય છે ઉત્પાત.

શિર શત્રુ મારે છે ઘણા, કોણ આવ્યો આજ?
અંતરીક્ષ આવી નીહાળિયૂં, રાખવાને રાજ.

જૂએ તો તાં યુદ્ધ કરે છે, દુર્યોધન ને ભીમ,
આણી વાર જો ઉગર્યો તો થયૂં ટાઢૂં હિમ.

ઇંદ્રની તાંહાં અપ્સરા, કરે વૃષ્ટિ અપાર,
દેવાંગના અંતરીક્ષ રહી તે, ગ્રહીને વરમાળ.

પછે જીવ ઉપર આદરયૂં, મોકળૂં મૂકયૂં મન,
ભીમને પાસે રહ્યા જે, પોતાના ભડ જન.

ભીમને પાસે રહ્યા જે, જોવાને સંગ્રામ,
ઓ ઝટ આવે ગદાને, દશ વીશ પડતા ઠામ.

આપોપે નાહાશી ગયા, ઉભા ન રહે કોય,
હાથીઓ તાં વઢે તારે, ઝાડનો ક્ષય હોય.

મહામત્ત જ્યારે આફળે, તારે વીર કશાં વખાણ,
મસાની પેરે આપણા, નીકળી જાશે પ્રાણ.

ઉગર્યા નહીં જાણીએ તો, કોણ લેશે સિધ્ય,
અનર્ગલ ધન આપણને તે, ભોગવશે કોણ રિદ્ધ.

આ રહ્યા સુખ શૂં પામીશૂં, ચાલો જઇએ ઘેર,
એક કહે આંહાં અસંભવ, અભિનવી દીશે પેર.

જે જાઓ તે જાઓ પરા, ઉપજે એક મન,
આંહાં મૂએ કોઈ અવગત નહીં, કુરૂક્ષેત્ર મહા પાવન.

સાનિધ્ય છે શ્રી કૃષ્ણજી, બ્રહ્માંડ કોડનો નાથ,
એવું તાં મન વિચારીને, જાવા દીધો સાથ.

---

## કડવું ૩૩ મું

સંજય વાણી ઉચરે, રાય ! તું અવિધાર,
પછે એહેવા વછૂટયા, જાણે પર્વત-ધાર.

અપશુકન દળ આપણે, પાષાણની હોય વૃષ્ટ્ય,
કશ્યપ—સુત[1] ઝાંખો થયો, દાખિયૂં અરિષ્ટ.

દિવસ તાં વિપરીત દીસે, ત્રિકટ મારૂત વાય,
સૈન્યાપતિના શીશ ઉપર, ગ્રધ્ર પક્ષી જાય.

અપશુકન માને નહીં, સાધે નહીં કો બીજ,
પ્રહાર પૂરણ અંગ કીધા, ચઢાવીને ખીજ.

ચાલતાં અંગ આપણે, ચાળા કરતા બહુ,
સંજય કહે તેના અંગ ચાલવાની, વાત કેહી પેરે કહૂં.

ગત ત્યાં અદ્‌ભુત કરે છે, ભીમ દુર્યોધન,
જાણે આગે સાધિયાં રે, ચોરાશી આસન.

પછે તાહારે દીકરે, ભીમને કીધો પ્રહાર,
પવન કેરા પુત્રને, ચાલી શોણીત કેરી ધાર.

પછે મારી ફેરવી, ભીમ રહ્યો એક જ મેર,
દુર્યોધન દુઃખ પામિયો જે, વાગી ત્યાં બળભેર.

ભલા યોદ્ધ વખાણીએ જે, ધૈર્યે રેહેતા ઠાર,
સુભટનો સંગ્રામ જોતા, ઘણા માને હાર.

---

૧ સૂર્ય

કોનાં ધનુષ કરમાંથી પડયાં, કોનાં પડિયાં બાણ,
કોનાં મુખ ત્યાં ફેર્ફર્યા વળી, કોના ઢળિયા પ્રાણ.
કોને શુધ નહીં શરીરની, કોને થાય ચિત્તભ્રમ,
કો સ્થંભની પેરે સ્થિર રહ્યા, દેખતાં પરાક્રમ.
કોને ગત નહીં એટલી જે, ચરણ ચલાવી જાય,
જ્ઞાન મનમાં અતિ ઘણૂં પણ, વાણી મુખ ન બોલાય.
જાણે કોણે કામણ કીધૂં, તહ્મો સાંભળોને રાય!
સંજય કહે એવૂં આશ્ચર્ય, દીશે છે દળ માંહ્ય.
કેનાં ધન સાંચ્યાં રહ્યાં, કોનાં રહ્યાં આભ્રણ,
કોના વ્હાલીના વિજોગ રહ્યા, ઓચિંતાં આવ્યાં મર્ણ.
સંજય કહે હૂં શૂં કરૂ રે, ગત નહી મૂજ આપ,
યુદ્ધ થકી મૂઆ વિસરચા રે, વાચા બંધન પાપ.
કહ્યા વિના છૂટૂં નહીં, વળી વળી પૂછે રાય,
કોમળ કાયા કુંઅરની ને, પ્રહાર કયેમ ખમાય?
તડકા છાંહીઆની વીગત ન જાણતો મૂજ તન,
ગાંધારી કહે ( મૂજને ) કુંઅર વિના, ન ભાવતૂં ભોજન.
તે તાં રણ માંહ્ય એકલો, કોમળ તેનૂં શરીર,
ભૂખ તરસ તે કયેમ ખમશે? કોણ પાશે નીર?
અંતરપૂછણ એટલો, શત પુત્ર મધ્યે કુમાર,
ધરતી વ્હેર દેતી નથી, અહ્મો પેસતા નર નાર.
બ્રહ્માંડ ત્રૂટી પડતૂં નથી સ્યે? ટળત સઘળૂં પાપ,
આપણને અવતાર નોહે તો, ગળે કીજે કાપ.

દાવાનલ આવે ધીકતો જો, કાંઇએક હોયે કામ,
રુદ્ર ત્યાં કરતો નથી રે, સૃષ્ટિ કેરો ઠામ.

સમુદ્ર શ્યે નથી લોપતો રે, મર્યાદાનું ઉમાણ?
ત્યારે જળમય પૃથ્વી કરે, જળમય આવે ઉધાન.

પર્વત પ્રોઢા દીશે છે જેનાં, શિખર ગગન સમાન,
શા માટે સૂતા નથી રે, પડતાં લેતા પ્રાણ?

સૃષ્ટિકર્તા શ્યે નથી રેહેતાં? સંવરતો નથી સૃષ્ટ્ય?
આકાશમાંથી નથી આવતી, પાષાણ કેરી વૃષ્ટ્ય.

શા માટે તાં નથી હોતો, જગ માંહી પ્રલે કાળ?
શા માટે જાતા નથી રે, દશે તાં દિગ્પાલ.

શેષ ત્યાં શ્યેં નથી મૂકતો, આપણા અંગનૂં ધીર?
સૂખ સઘળાં સોહેલાં આ, સણું ન જાયે શરીર.

આલોટતી આક્રંદ કરતી, ધરતી મન ઉચાટ,
શા માટે વળતો નથી રે? શા માટે નીરદાટ?

સંજય વાણી ઉચરે, સાંભળ સાચૂં રાય!
કેહેતાં ક્રોધ કરો નહીં તો, ઘટારત કહું ન્યાય.

તારે રોયે શૂં સુત જિતે, તૂં શૂં કરે વિલાપ?
દૂષણ કોને દીજે નહીં, શું કરો મિથ્યા વાત?

તારી આશીષે નહીં જિતે, વાંછે નોહે કલ્યાણ,
લખ્યો લેખ મટે નહીં જે, હોય વૃદ્ધિ ને હાણ.

સંભારો શ્રી નાથને જે, પુરૂષોત્તમ પરિબ્રહ્મ,
કેડે તહો જાણશો જ્યારે, પ્રકટ થાશે ધર્મ.

---

## કડવું ૩૫ મું-રાગ સામેરી

પુત્ર પ્રેહથી પ્રીછવીને, પ્રશંસ્યાં નર—નાર,
વળી આક્રંદ માંડિયૂંઃ મારો દુર્યોધન કુમાર.

વ્હાલાના વિરહ માટે, મારા નથી જાતા પ્રાણ,
હવે મન કયેમ વાળીએ રે? કહો સંજય! વાણ.

તેનૂં દુઃખ કિમ્ ન હોયે, પોતાની ત્યાં માત,
આપે સુખ દુઃખ વેઠીને, પુત્ર પોષ્યા હાથ.

સાચાં જૂઠાં બહૂ કરયાં, જૂઠાં બોલ્યાં આળ,
રાવ[1] આવી લોકની, મારો નથી એવો બાળ.

માતને કયેમ વિસરે, દશ માસ વેઠયૂં દુઃખ,
ઉદરમાંથી ઉપન્યા પૂંઠે, અનેક દીધાં સુખ.

સંજય વાણી ઉચરે, ગાલવ ગુરૂનો તન,
શા માટે આંસુપાત આણો, હજી આરોગ્ય દુર્યોધન.

ઘડી માંહે ઘડી પીઆરી છે, તહ્મો સાંભળોની રાય,
કોણ જિતે છે કોણ હારશે? તે કળ્યૂં તાં નવિ જાય.

જાણું છૂં જિતી રહ્યા રે, પાંડવ આગળ પુત્ર,
હાથે તાંહાં હઠ કરીને, ભાંજ્યૂં તાં ઘરસૂત્ર.

મારા માથા ઊભ્રરો કો, પાછી ન કરે પૂંઠ,
છો છો મારો છોકરો પણ, ભલી બેઠી મૂઠ.

ભીમ ભડતાં લડથડયો, અને ખાધી તાં હાર,
સ્તંભની પેરે સ્થિર રહ્યો, ઉપર પડિયો પ્રહાર.

---

૧ ફરિયાદ.

સ્મરણ કરે શ્રી નાથજીનું જીવન જગદાધાર,
દુર્યોધનના પ્રહાર થકી, હરિ આણી વાર ઉગાર.
મુજને ગત નથી ગોવિંદજી ! મુજને રાખીએ રણછોડ !
કાળા ગોહના તાહરા, પરિબ્રહ્મ પ્રાણ મ છોડ.
ભક્તને જ્યારે દુઃખ પડે ત્યારે, વેગે ચઢોજી વહાર,
પ્રલ્હાદ પુત્ર તે દૈત્યનો, તેને કોપ્યો અસુર કુમાર.
હિરણ્યકશ્યપે છેદવાને, ખડગ કાઢ્યું ખેન,
ત્યારે સ્તંભમાં સ્થાનક કરીને, ઉગારયો અવશ્યમેવ.
ગજ વિષે શું જ્ઞાન હતું, મૂકાવ્યો ગ્રાહપાશ,
અમો ભ્રાત જ તાહરા, અમને જીવાડો અવિનાશ.
ભક્તને જયારે દુઃખ પડે ત્યારે, આવીએ અવિનાશ !
અરણવ માંહે બૂડતાં, કેશવ ! રાખો પાસ.
મૂઆ પૂઠે શું પ્રકટ થાશો ? સમે પ્રકટો સ્વામ !
તાહરા ભક્તને રાખીએ, દોહલી વેળા કામ.
અંતરજામી અનંતજી, ઘટ ઘટ માંહે વાસ,
ભીમ મારી સ્તુતિ કરે છે, પડયો છે દુઃખ પાસ.
પૂઠળ જાંઘને બોલવે, કરે સ્વામી સાન,
જાંઘ પોતાની થાબડી, ભીમ તમો થાઓ સાવધાન.
ભીમ મન માંહે સમજિયો, ને સમજ્યો દુર્યોધન,
શા માટે તમો ભેદ કહો છો ? પ્રભુ જગજીવન !
શા માટે તમો સાન કરો છો ? સ્વામી શ્રી મહારાજ ?
અનાથનો તું નાથ કહાવે, મુજને કોણ વેળા આજ ?

પ્રાછવનારો પ્રીછવી ગયો, જોઇને ભડ લાગ,
ગદા મારી ફેરવી, જાંઘનો અર્ધ ભાગ.

જાણ્યૂં અંગથી અળગો કરૂં, વળગશે તે વીર,
અડવડતો અવની પડયો, ને નેત્ર ધારા નીર.

ઉપર કર્મ અઘોર કીધૂં, વળી મૂકતો માર,
હો હો કરીને હાથ સાહ્યા, પ્રભુ જગદાધાર.

---

## કડવું ૩૬ મું–રાગ વેરાડી

કહે રે પડિયો દુર્યોધન, સાંભળીએ હો જગજીવન !
અખિલ ભુવન તારે આધાર, તૂં નિરંજન ને નિરાકાર.

તુહ્નેે સત્ય સ્વરૂપ વેદ ઊચરે, તો તૂં કાં અસત્યને અનુસરે,
મેં તો જીવી જાણ્યૂં મરી, પામ્યો ચરણકમળ શ્રીહરિ.

અઘટતૂં કીધૂં અવિનાશ, દુર્યોધન બોલ્યો વિશ્વાસ.
(ત્યારે) ભીમસેન બોલ્યો રવ ચઢયો, તૂં તો તારે પાપે પડયો.

સ્વામીનો શૂં કહાડે વાંક ? તારા કર્મનો આડો આંક,
જ્યારે તેં ચીર કાઢયાં સતી, જાણ્યૂં માથે મૃત્યુ જ નથી.

એમ જાણ્યૂં તેં દુર્યોધન, જિતી બેઠો ત્રણ્ય ભુવન,
કયાં શકુની ? કયાં દુશાસન ? કયાં ભીષ્મ સરખા ભડ જન ?

કયાં તારા બળીયા રાજન ? તે સહુ ચાલ્યા યમસદન,
કયાં દ્રોણ? કયાં કૃપા ઋષિ વળી? જેને અસ્ત્ર વિદ્યા સહુથી આગળી.

સઘળા દિવસ સરખા નવિ જાય, ફરતી ફરતી આવે છે છાંય,
ત્યારે દુર્યોધન બોલ્યો વીનતિ, હલ્યા ! તું અજરામર નથી.

તારા વડા વદેર્યા કયાં ગયા ? સ્થાનક સ્થિર કરી કો નવિ રહ્યા.

એ તો આવે ચાલ્યો ચાલ, કો આજ કો મરશે કાલ,
એ શૂં મહિણૂં દ્યો છો આજ, મેં તો ઘણૂંએ કીધૂં રાજ.

વારૂ યુગ માંહે રાખી ખ્યાત, જાણે તારૂં તન કે મારા હાથ,
કૃષ્ણે કપટ કરાવ્યૂં ભૂર ! નહીં તો મુજ આગળ તૂં કીયો શૂર ?

શૂં આપ વખાણે અવની પડયો ? જેમ પંખીપતિ આગળ કાગડો.

પડિયો પોકારે એમ સાદ, ભીમસેને કીધો સિંહનાદ,
વાજે પંચ શબ્દ સંવાદ, ગાજે વ્યોમ ધ્રૂજે તેણે નાદ.

જિત્યાનાં વાજે જાંગીર, જોવા આવ્યા મોટા વીર,
પડિયો દેખી દુર્યોધન, મોટો મહીપતિ કરે રૂદન.

કોણ રાજા ? કોણ વૈભવ હતો ? દુર્યોધન મહીમંડળ છતો,
મોટો રાજા પામ્યો મરણ, ત્રાહિ ત્રાહિ પ્રભુ અશરણ શરણ.

પડિયો દેખી દુર્યોધન, રાય યુધિષ્ઠિર કરે રૂદન,
મારા વઢતા રડવડતા વીર ! હવે તાં કોણ પાશે નીર ?

જેના મૂક્યા લીજે ખંડ, તેહની હાથે સ્ત્રી કીધી રંડ,
હાથ ઘસે (રાય) રૂદન કરે, એવા કુટુંબનિકંદન નવિ અવતરે.

હૂં અવતરિયો કુળ અંગાર, એમ કહી નાંખ્યાં હથીઆર,
સાંભળજો સહુકો વીનતી, મારે રાજ્ય તણો ખપ નથી.

નાનડીયા વયે લઘુ વીર, એને અભિલાખા રહી શરીર,
પોહોતી અવધ જાણી વન માંહ્ય અરાધૂં જઈ વૈકુંઠરાય.

અનેક ઉપાય કરૂં રે આપ, દમૂં દેહ તો છૂટૂં પાપ,
એણી પેરિ બોલ્યા યાદવવીર, રાજા ! તૂં મહાજ્ઞાની ધીર.

એ શૂં માંડી બેઠો આજ ? તુજ પાખે કોણ કરશે રાજ ?
જેષ્ઠ ભ્રાત હોય આરોગ્ય, લઘુ ભ્રાત નહીં રાજને યોગ્ય.

(સ્વામી) રાજ કરશે ભીમ ઉભો રહ્યો, અમથી જે ઊફરો થયો,
એક થયા એ બાંધવ ચ્યાર, અમને તાં નવિ પૂછે વિચાર.

મેં તો નામ ધરાવ્યૂં ધર્મ, શૂં કીધૂં મોટૂં સત્કર્મ.
ગયા વન રહ્યા વર્ષ બાર, પૂર્વે પાછા આવ્યા દ્વાર,

શૂં પોષ્યો મેં કુટુંબ પરિવાર ? જે રાજ તણો આવ્યો અધિકાર.
શત્રૂ કાર કીધો શૂં બ્રહ્મ ભોગ્ય, જે થઇ બેઠો રાજ જ યોગ્ય,

શૂં સ્થાપો છો શ્રી મહારાજ ! નહીં કીજે ગોઝારૂં રાજ.
શૂં સંતોખ્યા અકળ સ્વરૂપ, રાજ સમાન થયો જે ભૂપ,

મૂહને રાજા જે આવી મળ્યા, તેમાં કો પાછા નવિ વળ્યા.
સાંભળીએ સ્વામી શ્રી હરિ ! ધણાં તણી સ્ત્રી વિધવા કરી,

તે શૂં નહીં લાગે રે પાપ, મન વિમાસી બોલો આપ.
સંજય કેહિ સાંભલીએ રે રાય, કૃષ્ણદેવ વળી કહે ઉપાય,



## કડવાં ૩૯-રાગ વિરાડી

વળીતા કૃષ્ણ એણી પેરિ કહેઃ તું કહે તે ઘટારત છેય,
સત્ય સત્ય તે કહું હો રાય ! તેં કહ્યૂ તે સ્મૃતિનો ન્યાય.
તેં કહ્યું તે ધર્માધર્મ, દુષ્ટ દુર્ગતિ દુર્યોધન,
દ્યૂત રમાડી કહાડયા વન, તે સંભારોની રાજન !
એણે પાંગરણ કાઢયાં પ્રેમદા, એ અટકયો આવે છે સદા,
આણી વાર એણે તાંણિયૂં, આવડૂં થાતૂં નવિ જાણિયૂં.
મૂજ જોતાં કોનો નથી વાંક, ભાવી ન ટળે આડો આંક,
પણ ક્ષત્રીનો એહ જ ધર્મ, યુદ્ધ કરતાં નહીં અધર્મ.
અંતર દેવે કરૂણા કરી, વળી રાજગૃહે માયા ધરી,
તે અંતર્યામી છે શ્રી હરિ, તે કયેમ વહી જાવા દે તરી.
ઉઠાડી કરી વચન વિવેક, પછી રહ્યૂં દલ અક્ષોણી એક,
શંખનાદ કરયો શ્રી હરિ, રણ પાછૂં શોધાવ્યૂં વળી.
જોદ્ધ જે કો જીવતા રહ્યા, આવી સેન્યા માંહે છતા થયા,
કહે સંજય દિનકર વહી ગયો, કિંચિત્ માત્ર તે નવિ રહ્યો.
સાંજ થઇને સહુકો વળ્યા, આપાપણે સ્થાનકે મળ્યા,
શત્રુ વિદારી સુખિયા થયા, નિરભે થઇને ભડ તાં રહ્યા.
રાય ધૃતરાષ્ટ્રે પૂછિયૂં, સુત મારાને શૂં શૂં થયૂં ?
ભીમસેન જે મૂકી ગદા, તેણે દુર્યોધનને થઇ આપદા.
પૃથ્વી પડિયો તતક્ષણ વીર, પાસે નહી કો પાવા નીર,
અગિયાર અક્ષોણી યોદ્ધ જ હતા, તે માંહે ત્રણ રહ્યા જીવતા.

એક કૃતબ્રહ્મા યોદ્ધ જ રહ્યો, તે પાંડવની પાસે ગયો,
રહ્યો રહ્યો કૃપાચાર્ય મૂન, રાય પડયો જવ સૂણી કર્ણ.

અશ્વસ્થામા તેહ સુજાણ, તે જઇ મળિયો અવસ્થાન,
એહની વર્ત્તે મોટા થયા, અવસાને[1] અળગા થઈ રહ્યા.

મધ્ય રાત ખરી જવ થઇ, ઘડી ચૂપ કો બોલે નહીં,
આવી રાયના ચાંપ્યા ચરણ, ભડકયો ત્યારે દુર્યોધન.

શનૈઃ શનૈઃ થઈ બોલાવિયો, હૂં અશ્વસ્થામા આવિયો,
અશ્વસ્થામા મારો વીર, તરસ્યો છૂં મૂને પાય નીર ?

સાંભળ અશ્વસ્થામા ! વાણ, મારા તો નથી જાતા પ્રાણ,
એવો ભાઈ રચો ઉપાય, જે પ્રાણ અહ્મારા સૂખે જાય.

એથી અદકૂં શૂં અનૂસરૂં, જે જાત અહ્મારી આડે ધરૂં,
જે પ્રાણ તહ્મારા સુખે જાય તેવૂં કહો દુર્યોધન રાય !

સાંભળ તૂજ આગળ સત્ય ભણૂં, પાંડવનૂં દુઃખ લાગે ઘણૂં,
ભીમસેને જે કહ્યાં બોલડા, તે રુદે માંહી થૈ રહ્યા કોયલા.

એણે ઓઠાં દીધાં ઘણાં, શૂં કીજે જો કૃત આપણાં,
શૂં કીજે જો કાળે ગ્રસ્યા ? નહીં તો મૂજ આગળ એ કસ્યા ?

એકો છત્રે કરશે રાજ, તે માટે મન મોટી દાઝ,
સાંભળ અશ્વસ્થામા ! વાણ તે માટે નથી જાતા પ્રાણ.

પાયૂં જળ ને મૂકયૂં પાણ, અશ્વસ્થામા બોલ્યા વાણઃ
નપાંડવી જો પૃથ્વી કરૂં, તો તો હૂં ઉપવીત જ ધરૂં.

પંચાલીનાં વધુ પંચ બાલ, સાંભળ દુર્યોધન ! ભૂપાલ,
પાંડવનૂં ભાંજૂં ઘર–સૂત્ર, તો હૂં આચાર્યનો પુત્ર.

---

૧ મરતી વખત

એ નિશ્ચે માને તૂં રાય ! પાંડુપુત્ર નહી આ જગ માંહ્ય,
એમ કરતાં હશે દિન ચ્યાર, નિશ્ચે મારીશ એ નિરધાર.

સાંભળ રાજા દુર્યોધન ! મારૂં માને સત્ય વચન,
પ્રાણ તહ્મારા સુખે જજો, સ્વર્ગ તણા અધિકારી થજો.

ગુરૂના પુત્ર તહ્મો સાચા હજો, સત્ય વચન પોતાનૂં પાળજો,
નહીં પાળો તો તમને ભાર, મેં સત્ય વચન માન્યૂં નિર્ધાર.

એક જ ઇચ્છા મારે રહી, માત તાતને મળાયૂં નહીં,
વળી વિનતા ને મૂજ માવડી, વિસરતી નથી એકો ઘડી.

વાહાલા વીછો રહ્યા રે રાય ! કયાં મળવૂં હવે આ યુગ માંહ્ય,
સંજયે કહી હવો વળતી વાણ, કાયા થકી પછે છાંડયા પ્રાણ.

કઠીણ મૃત્યુ આવિયાં કસ્યાં, પ્રાણ ગયા તવ કાયા કશી,
તે તાં ભીષ્મે સૂણી રે વાત, ગદ ગદ કંઠે કરે આંસુપાત.

દુર્યોધન સરીખો તાં રાય, નહી અવતરિયો આ યુગ માંહ્ય,
કહી અવની પડિયો કર્ણ, ઠાકુર અહ્મારો પામ્યો મર્ણ.

તેહ તણી શી કહીએ વાત, પુત્ર તણી પેરિ પોખ્યા હાથ,
કહિ રે પડિયો દ્રોણાચાર્ય, દુઃખિયો રાયે થયો આ વાર.

એવાં વચન કહી રહ્યો, ધર્મપુત્ર જૂઠૂં બોલિયો,
સુત મારાનૂં લીધૂં નામ, પોતાનૂં સારવાને કામ.

નહીં તો કયેમ મૂકત હથીઆર, એ અઘટિત નહીં આણી વાર,
સંજય વાણી કહીને રહ્યો, રાજાને ચિત્તભ્રમ જ થયો.

ગાઢે આરડી રાજા રડે, વર્ષા તણી પેરિ આંસૂ પડે,
બાંહે ધંધોલે બેહુ કર શિર ધરી, સો ભાઈ પ્રાણ ગયા નીસરી.

દુર્યોધન પાખે શૂં થશે, ચંદ્ર સૂર્ય કેહી પેરિ ઉગશે ?
કયેમ હશે મારૂત ને ચંદ્ર ? ધરા કયેમ ધરશે નાગેંદ્ર ?

એનાં દુઃખ નવિ જાયે સહ્યૂં, કહો સંજય કયેમ વાળૂં હૈયૂં,
ચાલો જઇએ તેણિ ઠાર, જાંહાં પડયો દુર્યોધન કુમાર.

જેણિ સ્થળ પુત્ર પડિયો હશે, ત્યાં અડે ત્રણ તાપ જ જશે,
વાહાલો મારો ટળવળતો ગયો, શૂં ભાઇ! સુત અવગતિઓ થયો ?

સંજય કિહિ રાજા! અવિધાર, પુત્ર પદારથ પામ્યો ચાર,
સાનિધ્ય સ્વામી, ક્ષેત્રપાવન, મુક્તિ હવી રાય દુર્યોધન.

કહે **નાકર** કર જોડી કહ્યૂં, ગદાપર્વ પરિપૂરણ થયૂં:
દુર્યોધન પડયો જેટલે, ગદા પર્વ સોત્યૂં તેટલે.

મહાભારત તણી એ કથા, સાંભળતાં સુખ થાય સર્વથા,
કર જોડી **નાકર** કરે અભ્યાસ, વૈષ્ણવ જનનો હૂં તો દાસ.

સૂણતાં ગાતાં પાતક જાય, ભારત કથા તણો મહીમાય,
કહે **નાકર** બેહુ પ્રણમી પાણ, સકળ સભાને હજો કલ્યાણ.

" ઇતિ શ્રી મહાભારતે ગદાપર્વે પ્રાકૃત નાકરકૃત સંપૂર્ણઃ શુભંમસ્તુ. "

" સંવત ૧૭૪૦ વર્ષે માહાધ માસે શુકલ પક્ષે તૃતીયાં બુધવાસરે લિખિતં દવે હીરજી "



# કવિ દયારામભાઇ

## પદ ૧ લું રાગ તોરો

શ્રી ગિરિધર પ્રાનપ્રિયા રાધા, નામસેં ભાજે ભવ બાધા,
કૃપાસાગરા તું કલ્યાની, બલ્લભા બૃંદાબન રાની.
પિતા ભ્રીખુભાન કીર્તિ માતા, શેષ શિવ જનની સુખદાતા,
દયા કરી દયો શરન રાખો, દાસ તુમ્હારો શ્રીમુખ ભાખોજી.

---

## પદ ૨ જું રાગ લાવની

નંદ મેહેરકા નિડર કનૈયા, ચીર ચોર દ્રુમ કદમ ચડેજી—ટેક

હરે કન્યકા હેતી સુન બનક વારી,
હમ જળ બીચ ઉગારી, કોમળ તન કંપે રે હાં.
કોમળ તન કંપે સીતલ ગત ભારીજી,
અહો નીરદૈં કિસીકા તું ન દર્દ બુઝે.
જેસા લગત તન તુજે બીજાડા એૈસા રે હાં,
બીજાડા એૈસા ન સબકુ સુઝે.

### દૂહા

અપને દિલસું સમજેં નહીં, કહ્યા ન માને ઔર,
હમ અબલા ભરી લાજકી, સકે કહા કરી જોર.
સંગી મતલબકા રે હાં,
સંગી મતલબકા રે બેદર્દી બડા. નંદ.
અહો ઔર એક બોલી રે બ્રજકી બાલા,
દે દૂકુલ નંદલાલા.

વે હમસે મત કરીયે યસેં ખ્યાલા,
અહો લંગ કાંહાં શીખાવે એતની લંગરાઇ,
સુધે તાત તેરી માઈ જશોદા હે તેરા હળધર ભાઈ.

દુહા

બેઅદબીકા કામ એ, મેરી જનકી હાસ;
સબ મીલ પકડન્હી જાયગી, બ્રજ-ભૂપતકી પાસ.
કહ્યાં કર મેરા રે હાં

કહ્યા કર મેરા રે તું કામ અડા—નંદ.
અહો ઓર એક બોલી રે સૂન પ્રાન પ્રિયા,
તન મન તુમકું દીયા ચાહો વશ કરો રે હાં.
ચાહો વશ કરો સમજકે આપ ત્રિયા,
સૂનો વરત હમ કીયા પ્રીતમ તૂમ પાવનકું.
સખ્ત બચન ખાવનકું તબ કયા કેહેનારા રે હા,
તબ કયા કેહેના ફીર પછતાવનકું.

દુહા

દિલ અંદરકા માયના, કહ દીયા સબ સાફ;
મેહેર કરો મોહિ તકશીર, કરો સબ માફ.
હૂકમકી બંદી રે હાં

હૂકમકી બદી દિલ કદમાંસુ જડા—નંદ.
અયસી અરજ સૂનિ બોલે કૃષ્ણુ હે બ્રજનારી,
કૈં અનહટ પટ ડારી ધુના બડ પડા.—
પુરાનન પોકારી

સુણો સુંદરી બરતકા ફળ જો તુમ ચાહો,
નીકલ બહાર સબ આવો
જોરી કર સૂરજ દેતકું શીર નાવો.

દૂહા

કહ્યા નાથ સો સબ કીયા, પ્રસન્ન હુવે અવિનાશ;
દીના વર તુમ સંગમે, હમ ખેલેંગે રાસ.
દયાકે પ્રીતમ રે હાં

દયાકે પ્રીતમ દીયે સબકે કપડા,
નંદ મેહેરકા નીડર કનૈયા—

---

પદ ૩ જું રાગ જંગલો

બંસી બારેકે નાંકીલે નેંન,
બીર મોહે તીર સો લગો. બંસી—ટેક
રેનદો સહૂ બીકલ રહત કહાં,
મોહે પલક પરત નહીં ચેહેન બીર મોહે.
હાંસી મંદ માનુ મદનકી ફાંસી,
સુધા બોલે સલૂના બેન- બીર.
દયા કે પ્રીતમ બીના રહ્યો નાં પરત મોહે,
છીન છીન સતાવત નેન—બીર.

---

## પદ ૪ થું: રાગ ખમાયચી

કયા તકસીર મોરી, કયા તકસીર?
થારા તુંમસે ટાંડા. મોરી કયા.—ટેક

દિલજાની તું કયોં હુવા બેદરદી,
કોઉ ના બુઝાયા મેરી પીર. મોરી.

કાટે કલેજા તોરે હાજરકી તાપે,
તું કયોં રહેનાં દલગીર? મોરી.

મન ભાવે સો કર **દયા** પ્રીતમ,
તેરેહી કદમ મોરે શીર. મોરી.

---

## પદ ૫ મું: રાગ બિહાગ

મેં પ્યારે બીના દુ:ખરી,
હું ભેરે મેરો પલ પલ છીયા જાય રે.
ગમ પ્યારે—ટેક

પલ ન પરત પલ પલ પલકા પરલ,
અંગ અનંગ લગી લાય રે. મેં પ્યારે.

રયન દ્યોત માંહે કલ ન પરત હે,
ઘર અંગના ન સોહાય રે. મેં પ્યારે.

**દયાકે** પ્રીતમ બીના કોઉ ન જાનત,
લગી માંહે બીરહે બહેલાય રે. મેં પ્યારે.

---

## પદ ૬ ઠ્ઠું

તત તત થૈ તાગિડ ગિડા થાની તત,
તત થૈ તા તત તાત થૈય્યાં.

રૂમક ઝુમક છુછુમ છુમે,
નૃત્યન પિયા પ્યારી આસુ. તત.

ધિમિકટ ધિમિ ધાધિ લાગુ,
બાજત પખવાદ આસુ કરરરરરર.
કરરરરરર કીરતાલ આસુ. તત.

રાસ રચ્યો ચારૂ બ્રજ બૃંદાબન,
સંગ લિએ ગોપ દુલરિયાં.

દયારામ દંપત છબી હરખી નીરખી,
તન મન ધન વારી આસુ. તત.

---

## પદ ૭ મું: પ્રબંધ

સબ સીરદાર સો કૃષ્ન હમારા પ્યારા—ટેક.

અગની અડ કરત બીસ્તારા, પાલન પોખત ફીર નીસ્તારા.
સબ મેં હે એ રસ સબતેં ન્યારા, કોઉ ન પાવે તજી જીનકે મારા. સબ.

મારે મુકુટ પીતાંબર ધારા, નખશિખ નટવર રૂપ અપારા.
મદનમનોહર મોરલીવારા, ત્રિલોકસુંદર ભવસીંગારા. સબ.

પ્રપન પારીજાત દુઃખહારા, અધમોદ્ધરણ દીન આધારા.
અનંત કરી નયનકે તારા, સબ સુખસાગર ઔર ઉધારા. સબ.
લલિતત્રિભંગી નંદકુમારા, શ્રીરાધિકા હે જીનકી દારા.
નિત્ય બૃંદાબન કરત બિહારા, જીવન **દયારામ** ઉરહારા. સબ.

---

## પદ ૮ મું-રાગ સોહીની

કોન ગતિ મોરી ધારી ગિરિધારીજી— ટેક.
લગન અગન બીચ ડારી કે બીસારી. કાંન.
બીકલ કરી, હરિ સુધ ન લઈ ફરી,
જુઠી મીઠી બાની દરી, કહેતે મોકુ પ્યારી જી. લગન
તુમ તો વિસારી મોકુ, તુમ કેસે બીસરે,
આંખી અણીયારી ચુભી હીયે જો કટારીજી. લગન
**દયાકે** પ્રીતમ પ્યારે ઉચિત ન રહો ન્યારે,
મૃદુ મરતકાંની ગદા બીચ ઘેરી મારીજી. લગન

---

## પદ ૯ મું: રાગ રેખતો

હરિશરન જાયકે તુ હરિનામ ગાય લે,
કલિમેં ન ઓર સાધન, ગુરૂકુ શીર નાય લે. હરિ—ટેક
હરિધ્યાન ક્યોં ધરેગા, તેરા દિલ નહોર હય,
મખ દાન યોં કરેગા, જરકા ન જોર હય. હરિ.
ઉચિત સેવ ક્યોં બનેગી, તન મન કુપાત્ર હય,

રતિ આરતિ બીનકી, સેવા સો તો કૃતિ માત્ર હય. હરિ.

કલિ કાળ બડા શિર પર, આશૌચ આયા હય,
અધિકાર કોઇ કર્મકા, કીર્તન બતાયા હય. હરિ.

તપ, તીર્થ, યોગ, વ્રત કર્યો હૂવે, બડા કષ્ટ હય,
નહીં વક્ત જ્ઞાનકા યે, સંગ આહારભ્રષ્ટ હય. હરિ.

મતિ મગન કામનામેં, ખય રાગકા ચક્ર હય,
હરિચરન બીનત રહેના કોઈ માયાના વક્ર હય. હરિ.

શુભ કૃતિ બનેં સો કર લે, ખલ જીન ધરે રતિ.
બળ રાખ એક કરૂણા દૃગ રાધિકાપતિ. હરિ.

હય બિધિ વિષેધ સબમેં, નહીં શરન નામમેં,
ફળ શ્રેષ્ઠ સબ સહજમેં, ગતિ પરમ ધામમેં. હરિ.

કછૂ સાધન સાધીયે તહૂ બશ નહીં હરિ,
દયા પ્રીતમ પ્રસન્ન હોવે, હૂવે દીનતા ખરી. હરિ.

---

## પદ ૧૦ મું: રાગ રેખતો

લગ્યા જાકૂ સોઇ જાને, ઇસકકા તો ઝખમ જાલમ હય,
પીર જૈસી પ્રસૂતાકી દેખો લોકો દેખો બન્ઝા બેમાલૂમ હય.

લગ્યા દેખો ગોકુલકી ગોપી, લાજ કુળ બેદકી લોપી,
કીયા સબ પ્રાન પ્યારા હય, સુતન મન વાર ડારા હય. લગ્યા.

લગ્યા કૌભાંડ મુનિરાઇ, કથા સબ શાસ્ત્રેં ગાઇ,
લગ્યા શુકદેવ ગર્ભયોગી, માયાકી મોજ નહીં ભોગી.

લગ્યા પ્રલ્હાદ દગ પાગા, રાજકા રંગ નહીં લગ્યા લાગ્યા,
લગ્યા મીરાંકૂ નહીં થોડા, પીયા વિખ કૃષ્ન નહી છોડયા  લગ્યા.

લગ્યા બાજંદ ઉર આઈ, ચલ્યા સબ છાંડ બાછઇ,
લગ્યા નરસિંહ મેહેંતાકું, દયા પ્રભુ પ્રકટ મીલે તાકૂ  લગ્યા.

---

## પદ ૧૧ મું: રાગ જંગલો

જગ સબ જાદૂ કહે મેં ન માંન હી,
નટવર પ્યારે જાદૂ દા મેં જાંન હી રે—ટેક.

ઓર જાદૂ કે જંતર મંતર,
નેન જાદૂ દાને પેહેચા નહી. નટવર.

જાંહાં નહીં મનમથ હય,
મનગથ દા છબી કાંહાનહી.

દયાકે પ્રભુ મૂર્તિ બિશ્વમોહિની,
પરસ ના જાપે ગ્રથી ગ્નાંનહી. નટવર

---

## પદ ૧૨ મું: રાગ હોરી ધુમાર

કયોં ખેલી જાય એૈસી હોરી
લાલ મેં ના ખેલું તૂમસેં હોરી.

મોરે મુખ ઉનકીકે આજી તુહારી,
મોરી બીજ ગઈ નઈ સારી.

અંગીયાં રંગમેં રસબસ કરી ડારી,
મોયે દઇ ઉઘારી ગારી. લાલ.

સુની મેરે દેવર જેઠ સબ નરનારી,
મોયે અબીલ ગુલાલ મોરો.

માંસુ બોહોરી કરી બરજોરી,
મોરે સાસનકી ચોરી. લાલ.

તૂમ ગાવત બજાવત આયો,
લાલ મોરી આંગનમેં ધૂમ મચાયો.

તૂમ ખ્યાલ ફાગકે ગાયો,
માનેકી ટેક મોરે પર સબ લાયો. લાલ.

અજી અપને જીયકો ભાયો,
પ્રકટ કરી નેંનસેં નેહ બતલાયો.

લાલાજી ! મેં તોરૂ પકર બારી જોરી,
તૂમ પ્રકટ કર ખેલે હોરી.
મેંય બડેકી છોરી. લાલ.

મોરે અંગીયાં કે બંધ તોરે,
નખનકે ઘોયા કીયે ઉર નહીં થોરે.

સો અધર પડે તન ગોરે,
બદનપર ચિહ્ન પડે કયોં રેહે ચોરે. લાલ.

તૂમ મત જાના સબ ભોરે,
ગોકુલકે લોક ફૂટી મહા ચકોરે.

લાલાજી ! તૂમ પ્રકટ કરો પ્રીત થોરી,
મોરે પ્રાન જીવન ખેલે હોરી. લાલ.
**દયા** પ્રીતમ કહે કર જોડી,
લાલ મેં ના ખેલું તૂમસેં હોરી. લાલ.

---

## પદ ૧૩ મું: રાગ બીહાગ.

મેં તોરે પૈયાં લાગું ચંદા,
આજકી રેન બડી કીજીયે.
મેં તોરે પૈયાં લાગું ચંદા—ટેક.
યહાં રહો થીર બોહોત બેર લ્યાં,
અબલા અરજ સુની લીજીયે. મેં તોરે.
બોહોત દિનકી પ્યાસી પીયાકી,
આજ અધર રસ પીજીયે. મેં તોરે.
**દયાકે** પ્રીતમ આજ મીલી રાધા,
મેરી સાન આગે પાય દીજીયે. મેં તોરે.

---

## પદ ૧૪ મું.

સરસ ઝૂલા ઝા રે, રંગ હી હો રે,
પ્યારી દે દે તાલી રે. સરસ.
લલિત કદમકી ડાહાર હીંડોરો,
રેશમ દોર જમાયા. સરસ

નવલ છબી સકુમાર,
લાડલી ડરપત ગરહૂ લગાયા રે. સરસ

અબ જાને દે સાંજ પરી,
નંદલાલ ઘનશ્યામ રે. અબ.

અરે દૈયા દુપોહોરકી આઇ.
બીત ગયે જૂગ જામ. અબ.

ઉધર પરેંગી પ્રીતકી બતીયાં,
લોક કરેંગે બદનામ. અબ.

સાસ લરેંગી, મોરો પીયૂ પૂછેગો,
કાહા કહૂંગી જામ. અબ.

દયા પ્રભુ કહે ભોર જૈયો,
આજ આંહી કરો બીસરામ. અબ.

---

## પદ ૧૫ મું: રાગ ગરબી

શ્રી લાલ રંગીલો રસ ભરૂયો,
મેરો લાલ રંગીલો રસ ભરૂયો, ટેક

મન માને ત્યોં કર દે કીશોરી,
શ્યામસુંદર તેરે વશ પરૂયો. શ્રી.

શ્રી યમુનાપુલીન, સુભગ બૃંદાવન,
લે સર્વસ્વ તૂંપેં ધરૂયો. શ્રી.

શ્રી વિઠ્ઠલ વિપૂન વિનોદવિહારી,
સુઘર ગાઠે તેં વર વર્યો.[1]

### પદ ૧૬ મું

શ્રી કૃષ્ણ છેલ નેક નીકી બંસરી બજાય જાય.
તેરી બંસરીને મોરી પાંસુરીયાં પોઈ,
સૂન બીના ના સોહાય, શ્રી કૃષ્ણ.
રંગ ભરી સુરત આનંદ ભરી અંખીયાં,
દેખી બીના જીયા જલ જાય. શ્રી કૃષ્ણ.
**દયાકે** પ્રીતમ મેરી તપત બુઝેગી,
લે તુ હસી હીયસું લગાય, શ્રી કૃષ્ણ.

### પદ ૧૭ મું: રાગ ખમાયચી

અજબ રસીલે જાકે નેન,
હો પીઅરે પટવા રે—ટેક
નામ નાં જાનુ, વાકો ધામ ના જાનું,
એહી લગત પારો વેક
હાં હે રે પીઆર પ્યારો.
દેખી જીવે ના કોઇ જૂજનકે એંસે
ચિત્ત ચોરનહારે વે કાંહાં હે પીઆરે. અજબ

---

૧ આ અપ્રસિદ્ધ પણ કવિના નામ વગરની ગરબી કવિ દયારામભાઇની હોય એમ જાણી ઉતારી છે. વખતે તે અધુરી હોય ને તેથી કવિનું નામ ન આવતું હોય તેમ પણ બને.

દયા પ્રીતમ સોરી આલમ પૈયા.
ફરીએ ના કબુ ના આરોવે,
કાંહાં હે પીઅરે. અજબ

---

## પદ ૧૮ મું: રાગ ખમાયચી

ગગનમાં લગી વે દૃગન લગન કી અગન ટેક
કોઇ નહીં સમજત પીયારે કાસું કહીએ,
સમજત સોહી જાકૂ હાં જગીવે. દૃગન
મીલબો કઠીન બીરહે દુઃખ ભારી,
સુખબુધ નાદ ભૂખ હુ ભગીવે. દૃગન
દયા કે પ્રીતમજીકૂ મોકૂ મીલાએ
કાલજૂ ઘાવ છતીયાં ધગીવે. દૃગન

---

## પદ ૧૯ મું: રાગ ઠુમરી

મનકી મનમાં રહી સુન ઉધો! પ્યારા રે. મનકી—ટેક
કહિ ના પ્રભુ મોરે ગૃહ આયે,
હમ દધ મથન રહી રે. મનકી
ગોરસ માંગત માન કીયો હે,
સો રસ જાન સહી રે. મનકી
ઇત મથૂરા ઇત ગોકુલ નગરી,
બીચમે જમુના બહી રે. મનકી

આવત તો હરિ પાર ઉતર ગયે,
હમસુ કછુ ના કહી રે. મનકી
વૃંદાવનકી કૂંજગલનમેં,
સબ સખી નિરખત રહી રે. મનકી
રાસમંડળકે બીચ સોવરે,
હસ મેરી બહીયાં ગૃહી રે. મનકી
સોચત મન પછતાત રાધિકા,
પીર ન જાત સહી રે.[1] મનકી

---

## પદ ૨૦ મું : રાગ હોરી

દેખી લટુક ભયે ગિરિધારી,
લાલ તોરે સારે બસંતી બની હે,
દેખી પ્રસન્ન ભયે મનમોહન. લાલ
તૂં અલબેલી રસિક તેરો બાલમ,
ત્રિભુવન મુકટ-મની હય. લાલ
દયાકે પ્રીતમ સંગ ખેલત ખુબીસે,
અલબેલી તૂં બની ઠની હય. લાલ

---

૧ આ નામ વિનાનું પદ વખતે મીરાંબાઈનું પણ રચેલું હોય એમ લાગે છે. વખતે અધુરું હશે તેથી પણ કર્તાનું નામ જણાતું નથી.

## પદ ૨૧ મું: રાગ ખમાયચી

મોહે નંદલાલ રે જાલમ તેરી નનુને મારે.
ખૂની તેરી નનૂને મારે. ટેક

તીખી તીખી નાખે ચૂભય[1] ગઈ ચિત્તમે,
સાલત જો નટ સાલ રે. જાલમ

રેન દિન મોહે કલ ના પરત વે,
એસી કર ડારી બેહાલ હાલ રે. જાલમ

**દયાકે** પ્રીતમ મેરે મેહેલ પધારો.
મય કરૂં તાકૂ નિહાલ રે. જાલમ

---

## પદ ૨૧ મું: રાગ મારૂ

બીગરી કૌન સુધારે, રામજી બિન બીગરી કૌન સુધારે,
ગર્વ કીનો લંકાપતિ રાવન, છતમેં દશ શીસ કટાયે. રામજી

પુત્રપુત્રી કુટુંબ સંહાર્યો, ભક્ત ભવીછન લંક થપાયે,
સીતા લેકર સાયર ઉતરે, અપને દેશ ચલાયે. રામજી

રામ આયે સબી સુખ પાયે, ભરત હજુર રહાયે.
દાસ **દયો** દો કર જોડી વીનવે, ચરને સુખ ચહાયે. રામજી

---

## પદ ૨૨ મું: રાગ ભેરવી

હો શ્રી નાથજી! કોઈ નહીં દિલદાર હમારા વે—ટેક
નંદકુંવર નટવર બીન હમ દેખ લીયા જગ સારા વે,
યહી પ્રાનપ્રિય, યહી પરમેશ્વર, યહી પ્રીતમ પ્યારા વે. હો શ્રી.

---

૧ ચોટી.

દેવકા દેવ ઈશ ઈશજકા, યહી જગ ઉજીયારાવે.
દયાકે પ્રીતમ ગોપીજન વલ્લભ, વેદ પુરાણ પોકારેરે હો શ્રી.

---

### પદ ૨૩ મું

સખી! હૂં તો જાણતી જે સુખ સ્નેહમાં. સખી–ટેક
હું શૂં જાણૂં જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમાં. સખી
પીડા પામૂં જો પરો થયો ભાંખે,
દુઃખ પામૂં છૂં રે–ત્રેહમાં.[૧] સખી

---

### પદ ૨૪ મું

મત કરના રે મન! દિલગીરી, જન જે આયા સો મુસાફરી,
મુસાફરી કી રોટી કીની, કૃચ ખાઈ, કૃચ ખરચ કરી.
બાંધી કમર સબ ઓર ખડે હે, જબ રઘુબરને તલપ ધરી. મત
હરીયા હરીયા રૂખડ કહીએ, ડાર પાન સબ ગીરી રે ગીરી,
ઉતપત પ્રલે હો જાયગા, સોહો કારતારે હાથ કરી. મત
ભવસાગર તો બોત ભર્યો હે, તાકી મોકુ ફીકર પરી,
રામનાવ મેરે સતગુરૂકી, ખેવટ પાર ઉતારે બાંહ્ય ગ્રહી. મત
તારામંડળ સારા મંડળ, ચંદ્રમંડળ જબ સુરજ લગી,
બાર રાશન વધે હે દેવતા, સંતો પાર નહીં એક ઘડી. મત

---

૧ કવિના નામ વગરનું આ પદ વખતે દયારામભાઈનું હશે. એમ જાણીને લીધું છે.

**દયારામ** તુમ દિલમેં દેખો, કરતા હરતા આપ હરિ,
જ્ઞાન ધ્યાન સમરન ચહીયે, જબસે મનુષ્યાદેહ ધરી. મત

---

## પદ ૨૫ મું: મરાઠી પ્રબંધ

એરે એરે ગોવિંદા રામા,
ગોવિંદા રામા, ગોપાલા રામા. એ રે—ટેક

વિકચ વારી જાત મંદ મધૂર હાસા રે,
સજળ જલદ ભવ્ય દીવ્ય નીલ ભાસા રે.
ગોપ ગોધનાદિ ગોપિકા વિલાસા રે,
ઉડુપતિ મુખ જનની વદતી દૂડ દૂડ ગતિ
ઉડ કરીએ. ગોવિંદા.

વિધિ વિધિ ભૂષણાદિ શ્યામ ગોપબાલા રે,
નિવીડ કોમલાલકા ભી રામ ભાલા રે.
કુટિલ પૂતનાદી શોસણા કૃપાલા રે,
નમૂની ચરન મહણતી શરણ સુખ—
વિતરણ કરી ભજીએ. ગોવિંદા.

નિજાનંદ મણે તૂચી પૂડે વારે,
વ્રજાનંદ દાઇ શેષશાઇ દેવા રે.
કરી ભાવે અનંત એ તનય સેવા રે,
ત્રિભોવન પતિ તૂ જતી જપતી વિધિ સુરગતિ[૧]
( અધુરૂં )

---

૧ આ મરાઠી ભાષાનું અધૂરૂં પદ કવિ દયારામભાઇનું જાણીને લીધૂં છે.

## પદ ૨૬ મું: મરાઠી પ્રબંધ

પ્રગટીલા પ્રેમ હરિચરણા,
હોનલા સાધન સબંધે પૂરણા—ટેક

મખ ઔધે નીહાલે સાંગ,
હો સાધીલે યોગ અષ્ટાંગ,

તપ કેલા કાય મન વાંગ,
હો બ્રહ્મચર્ય ધડલા ભંગ. પ્રગટીલા

ત્યાચે નિર્મળ અંતરકરણ,
હોનલા સાધન સબંધ પૂરણ.

સકલ તીરથ ત્યાચે સદની,
નિગમ ચૌધે અસયે વદની. પ્રગટીલા

તરકરા પડાચ્યા કદની,
કાળ પડા લાધે ઊન રદની.
દાની તો અસે કૂણી કરણ, પ્રગટીલા

કૂણી જ્ઞાની ધ્યાની બૈરાગી,
નિમી ધર્મી વૃત્તિ મહા ત્યાગી.

પાલવે બ્રહ્મચી વાગી,
હો કૂણી નહીં કૃષ્ણાનુરાગી.

કારણ વશ ગિરિ ધરણ રે,
સરપા ચા ચુડામણિ.[૧] પ્રગટીલા

---

૧ કવિના નામ વગરનૂ આ અધૂરૂં મરાઠા ભાષાનૂં પદ કવિ દયારામનું જાણીને લીધું છે.

## પદ ૨૭ મું: રાગ હોરી[1]

મૈં તો કયા મુખ લે ઘર જાઉં સખી રી.
હોરી ખેલા કે યહ ગત કીની;
મૈં તો કયા મુખ લે ઘર જાઉં સખી રી—ટેક

અંગરી પકર મેરી મુદ્રી ઉતારી,
બહીયાં પકર મુજે ઘેરી. મૈં તો
યાનનમેં કછુ લાભ નહીં,
ઐસા જાલી હો પ્રીત તીહારી.
લાલા રે હોરી ખેલારી. મૈં તો

---

## પદ ૨૮ મું: રાગ હોરી

સૈયાં રે મૈં તો કેસર ઘોળું,
કેસર ઘોળું, ગુલાબ હી ઘોળું.
સૈયા રે મૈં તો કેસર ઘોળું—ટેક

કેસર ઘોળકે રંગ હી બનાવું,
યહી રંગ રે બાલા મુખ પર છીરકે,
સૈયાં રે મૈં તો કેસર ઘોળું

---

૧ અહિંથી શરૂ થતાં ચૌદે પદમાં કર્તાનું નામ આવ્યું નથી. પણ હસ્તલિખિત પ્રતમાં તે કવિ દયારામભાઇનાં પદ ભેગાં ઉતારેલાં છે તેથી વખતે તેમનાં હોય એમ ધારી પ્રસિદ્ધ કર્યાં છે—ગમે તેનાં હોય. આપણે તો તેની રચના ને રસ જોવાનાં છે. તે બેશક ઘણાં રસિક છે.

## પદ ૨૯ મું—રાગ હોરી

મે વારી તોરી આંખન મેં શામરો ખટકે.
મે વારી તોરી આંખન મેં શામરો ખટકે—ટેક
જીયા ભટકે, નૈનાં અટકે. મે વારી
હમ જો બ્રખભાની રંગ શામરો રે,
ભલા રે જોબન રંગ ટબકે. મે વારી

---

## પદ ૩૦ મું—રાગ હોરી

મેં તો લાજ ભરી ના બોલૂં,
હમારી ચૂંદરવા ભીંગોઇ રે,
મેં તો લાજ ભરી ના બોલૂં—ટેક
લાજ કે દોઉ જહાજ ડૂબાઓ,
તનકી તનૈયા મેરી તોરી રે,
શામે મોરી તનકી તનૈયા તોરી રે. હમારી.
અયસે ગૂસે મરોડ ડારી બૈયા,
મયે લાજ ભરી ના બોલૂં. હમારી.

---

## પદ ૩૧ મું—રાગ હોરી

હોરી કે દિનન માફુ કાન પરી રે—હોરી—ટેક
અપને હી અપને મંદિરસેં નીકસી,
કોઈ શાંવરી કોઈ લાલ પરી રે. હોરી

---

### પદ ૩૨ મું—રાગ હોરી

મોહન અધર ધરી મોરલીયા,
કાયકૂ બેરન ભઈ મોહન—ટેક
ઉનકે વા સંગ હસ હસ બોલે,
વાકૂ કલ ના પરી,
મોરલીયા કાયકૂ બેરન ભઇ. મોહન.

---

### પદ ૩૩ મું-રાગ હોરી

હોરી કે ખેલવાને મોહી રે,
છેલછયાને ડાગ લગાયો.—ટેક.
જંતરમંતર જાદુ બી ડારૂયો,
સચ હી કહૂંગી મેં તાર;
છેલછયાને ડાગ લગાયો. હોરી કે

---

### પદ ૩૪ મું-રાગ હોરી

હૈયા હું મયે કાન સલુની નાર,
મેરા ભવરા ઉલચ રહ્યો રી.
છેલા હું મયે કાન અલબેલી નાર. મેરા—ટેક.
હમારી સંગ પીયા હોરી ખેલે,
તુમસેં રોષ મેરા રહ્યો રી. મેરા.

---

## પદ ૩૫ મું-રાગ હોરી

કાન હોરી ખેલ રહ્યો રી,
કાન હોરી ખેલ રહ્યો રી.
તટ જમુના કે તીર ખડો રે. કાન-ટેક.
અધર મોરલીયાં, કટિ પીતાંબર,
મોર મુગટ વાકે શિર ધર્‌યો રી. કાન.

---

## પદ ૩૬ મું—રાગ હોરી

ફગૂવા માગન આયો રી.
મેરો બાલ કનૈયા. ફગૂવા
શિર પર ઘડા, ઘડે પર ઝારી,
થેઈ થેઈ નાચ નચાયો રી,
મેરો બાલ કનૈયા, ફગૂવા માગન આયોરી.

---

## પદ ૩૭ મું:-રાગ હોરી

બસંતી રંગમેં બોરી રે,
મોરી બસંતી રંગમેં બોરી રે.
મોરી સારી રંગ રે જીવા
બસંતી રંગમેં બોરી રે—ટેક
પીયા જોતસે પીયારો તનસેં
પ્યારા લોજી ના માનુ જોર રે.
મોરી બસંતી રંગમેં બોરી રે.

---

## પદ ૩૮ મું-રાગ ખમાયચી

જાઉં જાઉં રે શાવલિયા તોપે વારિયાં રે,
જાઉં જાઉં રે શાવલીયા તોપે વારિયાં રે—ટેક

જબતેં પ્રકટ ભયે હરિ બ્રજમેં
તબતે દુઃખ નિવાર્યો જગમેં,
કુદ પરે કાલિ દહ બિખધર કારને રે. જાઉં જાઉં

માતપિતાકે બંધન છૂડાઈ,
નંદરાયકી ધેન ચરાઈ,
જસોદા મર્મ ભૂલાઈ, ઝુલે પાલને રે. જાઉં જાઉં

અગા બગા દો અસુર સૌંહારે
કંસરાયકે કેસ ઉખારે,
જુમલાર્જુન વૃક્ષ ઉખારે, ઔર પુતના તારે. જાઉં જાઉં

કચસે કંસ પછારી મારે,
ગિરી ગોવર્ધન કરપર ધારે.
કૃપા કરો દામોદર નખ પર વારે રે. જાઉં જાઉં

---

## પદ ૩૯ મું—રાગ સોરઠ

સૈયાંને કીની રંગકી ઝોલાઝોલ
મોરી સાસ નણુદ બોલે બોલ. સૈયાં—ટેક

એકસી ચોલી મોરી અજબ રંગલી,
ચોલીમેં પર ગયે મોલ. સૈયા

---

## પદ ૪૦ મું—રાગ સોરઠ (જોટા)

લગો નેણારો નેહ, લગો નેણારો નેહ
નેહ ના છૂટે મોરે હેલીજાસુ કહીયે
જા સમજાય.
એસી અંધી બીજલીસી ચમકે
થરહર કંપે મોરો દેહ. લગો.

---

# પ્રેમાનંદભટ

## ફૂઅડ સ્ત્રીનો ફજેતો.[1]

### પદ ૧ લું

જુઓ ફજેતી ફૂઅડ નારની—ટેક
પ્રભુને પાયે નમી કહું ફૂઅડના ફેલ,
સર્વે લોકો સાંભળજો, કાનનો કાઢી મેલ. જુઓ

પ્હોર દા'ડો થતાં પડી ના ઉઠે, ઉફરી ન કરે ખાટ,
સવારના પહોરમાં ઉઠીને, અઢી શેર ધાન્ય ખાય. જુઓ

---

૧ કવિ પ્રેમાનંદ કથા કરતા હતા, એ વાત તો હવે નિર્વિવાદ છે. આવા કથાકારો કેટલીક વખત શ્રોતાઓનાં મનનું રંજન કરવા માટે કથાના મધ્ય ભાગે પરચુરણ કવિતાઓ કહે છે,ને તેથી શ્રોતાઓનાં મનનું રંજન થાય છે.

વડોદરામાં એક જ વખતે, ને એક જ જ્ઞાતિમાં પ્રેમાનંદ નામના ત્રણ કવિઓ થઈ ગયા છે. આશ્ચર્યની વાત છે કે, આ ત્રણેના પિતાશ્રીનાં નામ પણ એક જ હતાં. આજ સુધી પ્રેમાનંદના નામથી ઉપલબ્ધ થયેલાં કાવ્યોની કૃતિઓ જોતાં આ વાતને કંઇક આધાર મળે છે. નળાખ્યાન, સુદામાચરિત્ર ને ઓખાહરણ ઇત્યાદિના કર્તાને મહાન્ કવિ પ્રેમાનંદ ભટ્ટ, તે વિના 'સાહિત્ય' માસિકમાં પ્રસિદ્ધ થયેલા મહાભારતના કર્તા તે બીજા, ને "પાંડવોની ભાંજગડ" નામના કાવ્યના કર્તા પ્રેમાનંદ તે ત્રીજા. પહેલા બન્ને જણે જ્યારે પોતાનાં કાવ્ય દેશી રાગમાં બનાવ્યાં છે, ત્યારે છેલ્લા ત્રીજા કવિએ પોતાનું આ કાવ્ય દોહરાચોપાઈમાં રચ્યું છે.

ઉપરનું પદ પહેલા પ્રેમાનંદનું તો નહિ જ હોય; કેમકે આવું નિરસ કાવ્ય તેઓ રચે નહિ. વળી તેમની આવી છૂટક કવિતાઓ પણ હાથ આવતી નથી. **જ. વિ. રાવળ**

બાર છૈયાંની મા કે'વાણી, પણ ગજાતાં નાડે પાણી,
જોવું હોય તો જો જો જઈ, જાણે ભૂંડણી વીયાણી. જુઓ૦

છે રાંધ્યાની આખડી ને, છે ધોવાનો નેમ,
આ કુભારજા કર્મે ભાગી, તો ઘર ચાલે કેમ ? જુઓ૦

ચોખું દાતણ ના કરે ને, દાંત મેલા ધાણ,
મોટા લોક સાંભળજો તમે, હું કયાં કરૂં વખાણ ? જુઓ૦

સાસુની ફજેતી ઘેર ઘેર કરતી, સાસુ મારી સોકય,
શા માટે મરતી નથી તે. × × × × જુઓ૦

કાચો કરે રોટલો ને, દાળ જાણે ખાંણ,
બેસમાં મીઠું નાંખે નહીં ને, શાક મોળું છાણ. જુઓ૦

રસોઈ કરીને ઉંઘે સદા, ચોખો ન કરે અબોટ,
ઉંધે મસ્તક ઘંટી તાણતી, કુતરૂં ચાટે લોટ. જુઓ૦

થાળીઓ એની ઠીકરા જેવી, લોટે વળગ્યો કાટ,
× × × ×
× × + × પાણીઆરે સેવાલ,

ઘરમાં ના વાસીદું વાળે, ગંદાં એનાં બાળ. જુઓ૦

સ્વામી ! દે શીખામણ ત્યારે, કૂવે પડવા જાય,
જો હું તને જીવ ના આપું તું મારો બાપ થાય ? જુઓ૦

ધોકે ધોકે ધણી મારે, ત્યારે દેતી શાપ,
લોક કેરા થોક માંહી, ફજેતી વહેંચાય. જુઓ૦

જાણું બાઝયું ચોટલે ને પડી જુઓ લીખ,
જે પુરૂષ આ નારને પરણ્યો, તેનું જીવતર ધિક્ક. જુઓ૦

ઘાઘરો એનો મેલે ભર્યો, સાલ્લો કાળો મેશ,
ચેણુમાં તો જુઓ પડીને, જાણે ચાલી ભેંસ. જુઓ

દોણી ભૂલી ભેંસ દો'વા ચાલી, રાખે ઘર ઉઘાડું,
ઘરમાં ત્યારે કૂતરાં પેસે, ધાવી જાય ત્યાં પાડું. જુઓ

પાડોશી જ્યાં પુણ્ય કરે ત્યાં, આડી જીભ તે વાય,
અભ્યાગતને આંગણે દેખી, ઘરમાં પેસી જાય. જુઓ

પ્રેમાનંદ પ્રભુ કહે છે, ડાહ્યાની નજર ચૂકે,
આવી શી ફૂઅડને માથે, શીંગડાં ના ઉગે[1] જુઓ

---

૧ અમદાવાદી કાગળની એક જૂની ચોપડીમાંથી આ કવિતા ઉતારી લીધી છે. પાછળ લખ્યા સાલ કે લેખકનું નામ નથી.

# કવિ પ્રભાશંકર

## રામાયણનાં છૂટક પદ

### પદ ૧ લું—રાગ પ્રભાત

દૂત આવ્યો એક દોડતો, રાય રાવણ પાસે;
શિષ નમાવી પછી બોલ્યો, કેમ બેઠા અવાસે? દૂત

રામ લક્ષ્મણે ગઢ ઘેરિયો, સાથે સુગ્રીવ સંપે;
હનુમતની હાક વાગતાં, કૂંળૂં કાળજૂં કંપે. દૂત

ત્રંબક જેણે તોડિયૂં, રાય જનકના દ્વારે;
તેની સીતા શીદ લાવિયા રે, બળ દીઠૂં ત્યારે. દૂત

ભાઈ! તમારો અભાગિયો, વિભષણ રણ આવ્યો;
જોદ્ધા બીજા જોરાવર ઘણા, રામ સંગાતે લાવ્યો. દૂત

સાગર—સેતુ બાંધીને, સૈન્યા પાર ઉતારી;
દલ વાનર અતિ દોડતૂં રે, સહુને નાંખશે મારી. દૂત

શસ્ત્ર શોભે વીર હાથમાં, ચિત્ત ચળ્યૂં મારૂં જોઈ;
ધનુષ ધનુષ ચઢ્યાં રામનાં. સુધ બુધ મારી ખોઈ. દૂત

ગદા ગ્રહી કોઇએ હાથમાં, કોઈ કૂદતા આવે;
કાંગરા વાંદરે વીંટિયા, સીતા સીતા બોલાવે. દૂત

ભાગોળે તો ભડ આવિયૂં, ગઢ તોડશે તમારો;
પ્રભાના પ્રભુ ચઢી આવિયા, નથી વાંક હમારો. દૂત

## પદ ૨ જું—રાગ પ્રભાત

રાવણુ દૂતને દાખવે, મતિ કિંકર મંદા;
રામ ચઢી આવી, શું કરે? અહિં બેઠા છે બંદા! રાવણુ

અલ્યા દળ રે વાનરનૂં દેખીને, શૂં શોચે અભાગી,
ગઢના ઉપર તો ગડગડે રે, રણાં ત્રંબાળુ વાગી. રાવણુ

જનકને ઘેર રામે જય કર્યો, રામ ઘેર જય મારો;
લાવ્યો સીતાને હૂં લંકામાં, વંક સ્વામી હૂં તારો. રાવણુ

કુંભકરણુ વડ બંધવો, ભીડ–ભંજન ભાઈ;
ક્ષણુ રણુ રાક્ષસ રોળશે, ફરે મારી દુહાઈ રાવણુ

સેતુ બાંધી તેણે શૂં થયૂં, આપણુ બાંધીશૂં રાય?
લક્ષ્મણુને મૂર્છા કરૂં, મારૂં રાવણુ નામ. રાવણુ

દળ રે વાનર દેખી શૂં ડરે, ભારે ગઢ ભડ માથે;
શસ્ત્ર અંબાર અતિ ઘણો, બળીયા પડશૂં રે બાથે. રાવણુ

ધનુષ ધનુષ તોડૂં રામનૂં, શર સાંધીને મારૂં;
ગદા રે ગ્રહી ફેંકૂં સાગર, ધાર મન માંહી ધારૂં. રાવણુ

ભડને દેખીને શૂં ભડકિયો, કાચો કિંકર કહીએ;
**પ્રભાના** પ્રભુને હૂં તો નહી નમૂં, સત્ય વાણી એ લહીએ. રાવણુ

---

## પદ ૩ જું—રાગ પ્રભાત

મંદોદરી સ્વામીને કહે, સૂણી સર્વ વચન;
જગતપતિને જાણ્યા નહીં, નિરખીને લોચન. મંદોદરી.

સીતા સતીને શું લાવિયા, દુષ્ટ બુદ્ધિ એ દાખી;
પરહર્યૂં પુણ્ય તે દિનનૂં, રૂડી રીત ન રાખી. મંદોદરી.
નો'તી ખોટ નાથ નારીની, પુત્ર–પુત્રી અપાર;
શા કારણુ એ સાધવી, લાવ્યા સીતા અસાર. ? મંદોદરી.
મનુષ્ય નથી રામચંદ્રજી, સોળ કળા સહિત;
અવતરિયા ભક્તરક્ષણે, કામ ક્રોધ રહિત. મંદોદરી.
અવધપતિ જે રે દુખિયા અવધ આવી તમારી;
ચેતી શકાય તો ચેતજો રે, રતિ મતિ હમારી. મંદોદરી
બળિયાની સાથે બાથ છે, નાથ તે થકી નમીએ;
સીતા આપો શ્રી રામને રે, દેહ તેની નમીએ. મંદોદરી.
મારૂં કહ્યું જો માનો નહીં, હાં રે તેથી થાશે વિનાશ;
લંકા ગઢ એ લૂંટશે રે, હાં રે આવ્યા શ્રી અવિનાશ. મંદોદરી.
ઘટતૂં હતૂં એટલૂં કહ્યું, કરો ઘટમાં વિચાર;
પ્રભાશંકરના નાથને, કીજીએ નમસ્કાર. મંદોદરી.

---

## પદ ૪ થું—રાગ પ્રભાત

રાવણુ કહે સુણ સુંદરી ! ઘેલી ઘેલૂં શૂં બોલે ?
રામ લક્ષ્મણુ ક્ષણુમાં હણૂં, નહીં મારી એ તોલે. રાવણુ.
ફૂમક કરે કુંભકર્ણ એ, મરડી કરડીને ખાય;
પુત્ર ઇંદ્રજિત આવશે, હાં રે સવાલાખ જમાઇ. રાવણુ.
સેન્યાપતિ સાત લક્ષ છે, અતિ બળિયા અપાર;
દાનવ, માનવ મારશે, રામ સૈન્ય સંહાર. રાવણુ.

સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, આણ વરતે હમારી;
નાક છેદ્યૂં મારી બેનનૂં, એ તો નણુદી તમારી. રાવણ.

જનક સુતા જોઈતી હતી, રામે ત્યાં થકી લીધી;
તે રે દિવસનૂં વેર છે, માટે ચોરી જ કીધી. રાવણ.

ડરૂં નહીં રામ દેખીને, હામ હૈયે અપાર;
શત્રુભાવે સન્મુખ મરૂં, પામૂં પદરજ સાર. રાવણ

મહીલા ! રે મૂકો મન થકી, ચિંતા મારી રે નાર;
**પ્રભાશંકરના** નાથની, નિશ્ચે થાશે હાર.[1] રાવણ.

---

૧ ભવાન ભકત વગેરે બીજા કેટલાક જૂના કવિઓએ રામાયણનો સાર લઈ તેનાં ન્હાનાં ન્હાનાં કાવ્યો રચ્યાં છે, તે પ્રેમાણે આ કવિએ પણ તેવું આ રામાયણનું નાનું કાવ્ય રચેલું જણાય છે.

# પ્રભુરામ

## રામ વિવાહના શલોકા.[1]

૧

સારસ્વત સ્વામી તુજ પાયે લાગૂં,
બુધ ધણેરી વેગે રે માગૂં,
ગુરૂ ગોવિંદને પાયે સમરૂં,
ચરણે જઇને શીશ રે ધરૂં.
અજોદ્ધા નગરીમાં દશરથ રાજા,
જેમને ઘેરે રામચંદ્ર તાજા.
ભાઈ લક્ષ્મણ આગેવાન કહીએ,
તેની કળાને મોહીને રહીએ.
ભક્તિનો મહિમા ચતુર્ભુજ જાણે,
રામનું નામ પ્રથમ પ્રમાણે.
ઘેરે ઘેરે તે મોહિનીના દીવા,
મન ગમતા મેવા સહુને સેવા.
સીતા માજીએ અવતાર ધરિયા,
તે દહાડાના ત્યાં રામજી વરિયા.
સીતા માજીની જનેતા બોલ્યાં,
આદ્ય પૂર્વનાં કર્મ ત્યાં ખોલ્યાં.

---

૧ શ્લોક ઉપરથી શલોક, બહુવચનમાં શલોકા. કવિ શામળભટ્ટકૃત ઈબ્રામ કુલીખાનના શલોકા લખ્યા છે. તે જુના બુદ્ધિપ્રકાશમાં છપાઇ ગયા છે. ચૂણાવાડામાં કણબી લોકના વિવાહમાં હજુ પણ આવા શલોકા બોલાય છે.

ચાર ખંડના કાગદ લખાવો,
ધરતી ધરતીના રાજા તેડાવો.
છેટે પછવાડે ડેરા કરાવો.

લંકાનો રાજા રાવણ ત્યાં આવે,
હુંકાર કરતો કટક બહુ લાવે.

જાનકી વરવા આવ્યા કૈં શૂરા,
શૂરામાં શૂરા નથી આવ્યા પૂરા.

છાંનાં કાગદીઆં સીતા મોકલાવે,
દશરથના કુંવર કાગદ ઉકેલે.

કાગદ દીઠે તે વહેલા પધારો,
જનક કુંવરીનાં કામ સુધારો.

ઘોડા ઉપર જીન મંડાવો,
સામગ્રી સર્વે લઇને આવો.

અંતરજામીની વાતો અનેરી,
બળવંતા ઘોડા લાવ્યા નફેરી.

સોનાના ઝુદા હીરમાં જડિયા,
રેશમની ગાદીઓ, મશરૂના તકિયા.

રામજીના ઘોડા અદ્ધર બિરાજે,
બારે જોજન તે ઉફરા છાજે,

ઘોળી ધજા લક્ષ્મણની રૂપેરી સાજે,
ચઢયા વીર કેસરીયા વાગા, ત્રંબાળુ ગાજે;
લક્ષ્મણ આવી ત્યાં ચરણે બિરાજે

સૂરજનું તેજ, લક્ષ્મણનું તેજ,
તેજમાં તેજ ચાલ્યા મહારાજ.
લીલે પીળે લક્ષ્મણ ચડિયા,
કાપડી-વેશે રામ પરવરિયા. હુજો.

૨

દળ વાદળ ત્યાં મહા દળમાં ભળિયાં,
પોત પોતાના ડેરે જઇ પડિયા.
રાજા ઉમરાવત સજીને આવ્યા,
દશરથના કુંવર સીતાને ભાવ્યા.
રામ લક્ષ્મણના ત્યાં તંબૂ તણાયા,
ચોગડ દે ફરતા ડેરા કરાયા.
રામ લક્ષ્મણ ત્યાં છેવાડા જાવે.
હાથણી ત્યાં કળશશૂં પાવે.
રામ લક્ષ્મણ ત્યાં આવીને ધરિયા,
નગરના લોક ત્યાં જોવાને મળિયા.
લોક કહે છે જે હાથણી ચૂકી,
હવે વિવાહની વાતો રોકાણી.
દાસીએ જઈ માતાને કહિયૂં
માતાના મનમાં હરખ જ થાયું
બાણ ચઢાવે મુજને વરે,
ત્રણે લોકમાં નામના કરે.

રાવણુ આવ્યો દ્વય[1] હાથ ચગદાણા.
ગત્ય રે ગઈ ફીક્કા પડી પાછા ફરિયો,
પંચે મળી વિચાર કરિયો.
રામ લક્ષ્મણને આધા તેડાવો,
જેની કળાનો પાર ન પાવો.
પોળે આવ્યા ત્યાં દીસે રૂપાળા,
શોભિતા વાગા ઝાક–ઝમાળા.
કસબી કોર સોનેરી ઝળકે,
સીતા આવ્યાં ત્યાં ઝાંઝરને ઝળકે.
બાણુ લીધૂં ને કરશૂં ચડાવ્યૂં,
નગરનૂં લોક ત્યાં જોવાને આવ્યૂં.
ધરતી ધ્રુજે ને શેષનાગ કંપે,
નદીનાં પાણી ત્યાં સાગરમાં ભળિયાં.
લીલા પીળા ત્યાં વાંસ વઢાય,
મોતીયાં કેરાં તોરણુ બંધાય.
ચાર ખંડના મંડપ રચાય,
સુંદરી સર્વે ત્યાં મંગળ ગાય.
માંઘરામાં તે રામ પધાર્યો,
હરિજીના પાય જનકે નવરાવ્યા.
વશિષ્ટ ગુરૂએ પરણાવી લીધા,
રામે રાવણુશૂં રોષ જ કીધો.

---

૧ બે

દશરથના કુંવર મહેલે બિરાજે,
જોજે રાવણ! તું લંકા નહીં છાજે.

ઘણા ઘણા રાજા હર્ખે ભરાય,
રાવણ વિકળ થઈ શોકમાં જાય.

રામચંદ્રજી આવ્યા અજોદ્ધા માંહ્ય,
વળાવ્યાં માતા સીતાજી ત્યાંહ.

શોભિતા વાગા સીતાને ભાવ્યા,
પ્રભાતે ઉઠી કટક સઉ જાય.

સંવત ૧૮૩૪ ચોત્રીસા માંહ્ય,
સાત વીશામાં સાહેરૂ ગામ[1].
તેમાં પ્રભુજી રામનું નામ.

દાસ પ્રભુજી કહે શલોકો,
એકે તે મને સાંભળજો લોકો.

જેને સાંભળે પાવન થઈએ,
ઘર મૂકીને સાંભળવા જઈએ.

સંતોની સેવા મોટો મહિમા,
પરણીને પધાર્યા સીતા ને રામ.

( લખીતંગ દોલતરાય માધવરામ ગામ મુટેડી )

---

૧ આ ઉપરથી સત્તાવીસ પ્રગણાના 'સાહેરા' ગામના પ્રભુરામ નામના કોઈ ભાઈએ આ શલોકો બનાવ્યો જણાય છે

# કવિ ન્હાના ભટ્ટ

## મહિના

ગરૂવા ગવરી તે નંદને હું નમું રે,
શારદા થાજો રે મુજને સહાય;
કૃષ્ણ છબીલાના ગુણ વરણું રે,
જીહ્વાએ આવી વસો રે મોરી માય;
નાના[1] નહીં રે જવા દઉં પ્રભુ નાથને રે.

૧

કાર્ત્તક માસે હરિ! કેમ ચાલશો રે?
આવ્યા શિઆળાના રે દિન;
સહિયર સર્વ તે સુખડાં માણશે રે,
કેમ કરી રહી શકું રે ભુવન? નાના.

૨

માગશર આસે હરિ હું એકલી રે,
કેમ કરી રહી શકું? રે મહારાજ!
જોબનીયું તો વાર્યું નહીં વરે રે,
કે'તાં આવે મુજને રે લાજ. નાના.

---

૧ આ સ્થળે 'નાના' શબ્દના બે અર્થ થાય છે: એક, 'નાના' (ભાઈ) નામનો કવિ, જેણે આ કવિતા રચી છે. કવિ શામળભટના ગુરૂનું નામ પણ નાના ભટ હતું; અને બીજો અર્થ "ના, ના" નહિ, નહિ. ના અર્થમાં લેવાનો છે.

૩

પોષે ટાઢ પડે અતિ જોરમાં રે,
માણો સેજલડી રે મારા કૃષ્ણ!
ઓઢણ ઓઢે તે અબળા પ્રેમશૂં રે,
તન મન મોરૂં વસે રે તમ સંગ. નાના.

૪

માહે મંગળ જગમાં વરતશે રે,
ગોપીઓ ગાશે ધોળેરાં રે ગીત;
સુંદર વસંતના સૂર સાંભળે રે,
મોરી તમ સંગે લાગી રે પ્રીત. નાના.

૫

ફાગણ અબીલ ગુલાલ ઉડે ઘણાં રે,
સુંદર વાગે તાલ મૃદંગ;
નાંખી રાધાવર ગળે બાહુડી રે,
હોળી રમશું વિઠ્ઠલ વર સંગ. નાના.

૬

ચૈતર ધૂપ પડે, ધરતી તપે રે,
ત્યાં તો બળશે તમારૂં રે તન;
લૂની લ્હેરો અતિ ઘણી વાય છે રે,
વ્યાકુળ થાય છે અમારૂં રે મન. નાના.

૭

વૈશાખ વન ફૂલ્યું, ફૂલી વાડીઓ રે,
જોડે ઝુલે હો નર ને રે નાર;
કેરી, દ્રાખલડી અતિ લૂમશે રે,
તીરથ અહીં માનો હરિ મહારાજ! નાના.

૮

જેઠે જુક્તિ બની પ્રભુ સેજની રે,
ચુવા ચંદન ને મલીયાર;
જુઈ જાઈ ચંબેલી પ્રભુ! મોગરો રે,
આ શી જુક્તિ બની રે ગુલજાર! નાના.

૯

અષાડે ઉત્તર ચઢી ઘણી વાદળી રે,
ચો-દેશ વિજળી તણા રે ચમકાર;
બપૈયા તો પિયુ પિયુ કરે રે,
આતુર દાદુર[1] બોલે રે મોર. નાના.

૧૦

શ્રાવણ પચરંગી સાળુ પહેરિયા રે,
જોબનવંતી ઓ વ્રજની રે નાર;
સેવા શિવની કરી મુખ માગતી રે,
ભવોભવ આપો હરિ રે ભર્ત્તાર. નાના.

---

૧ દેડકાં

૧૧

ભાદરવો ગગને ગાજ્યો ઘન ઘોરમાં રે,
ગંગા-જમનાનાં નીર વહી જાય;
કંપે કાળજડું પ્રભુ! મારૂં રે,
સૂનાં મંદિરે ખાવા રે ધાય. નાના.

૧૨

આસો માસે તે આવી દીવાલડી રે,
ઘેર ઘેર ઓચ્છવ હરિના રે થાય;
નયણે નારાયણ વરને નિરખશું રે,
પ્રેમે લાગું હરિને રે પાય. નાના.

૧૩

આવ્યો અધિક માસ ગાઉં સાંભળો રે,
પ્રેમે ગાયા તે બારે માસ;
પ્રભુ પૂરો તે મનની રે આશ,
નાના નહીં રે જવા દઉં પ્રભુ નાથને રે.

---

# ત્રિકમદાસ

## પદ

અલબેલોજી મારે મંદિર આવ્યા રે સૂણ સાહેલી!
બહુ ગુણવંતા મારા મનમાં ભાવ્યા રે. સૂણ.

જ્ઞાન ગુરૂની સુરતા છે રે સુધી રે, સૂણ,
મહા મંગળ પદ આનંદ પામી બુદ્ધિ રે. સૂણ.

વિઠ્ઠલ વરને શા પેરે વખાણું રે, સૂણ,
આદ્ય અંત ને મધ્ય એની નવ જાણું રે. સૂણ.

ઘટ ભીતર ને બા'રે છે પ્રકાશ રે, સૂણ,
એવા હરિ તો કહો કેમ આવે પાસ રે. સૂણ.

રૂપ નથી ને દીસે છે રૂપાળા રે, સૂણ,
ગુણ રહિત તે દીસે છે ગુણવાળા રે. સૂણ.

નામ નથી ને બહુ નામી મેં નિરખ્યા રે, સૂણ,
ઉંચ નીચ નહીં, સર્વે અંગે છે સરખા રે. સૂણ.

નિરાકાર ને આકાર એનો કહાવે રે, સૂણ,
એવું અકળ પદ તે કેમ કળ્યામાં આવે રે. સૂણ.

નિર્ગુણ સગુણ એને ના કહેવાય રે, સૂણ,
એવા રે વરને સહુ વરવાને ધાય રે. સૂણ.

નૌતમ પદનું ત્રિકમ નામ ન ભૂલે રે, સૂણ,
ગુરૂપ્રતાપે પ્રેમમગનમાં મ્હાલે રે. સૂણ.

## પદ ૨ જું.

એવા કોઈ કવિજન કાવ્ય અનુપમ બાંધે રે, જાઉં બલિહારી,
નિરખ્યાં વિના તેનું નિશાન બાણ ક્યાં સાંધે રે? જાઉં.
નિરખ્યું હોય તે નિશાની નિર્ખાવો રે, જાઉં
નામનિશાની સહી મળે તો મારા મનમાં ભાવે રે. જાઉં.
નિરખ્યું હોય તેને ભૂમિનું નિશાન રે, જાઉં.
જોવા રે જાતાં ભૂલે પોતાનું ભાન રે. જાઉં.
શિવ, વિરંચી ને શેષ એને આરાધે રે, જાઉં.
જપિયા તપિયા યોગ સમરથ સાધે રે. જાઉં.
માનવીઓને મન ગમતો છે મેવો રે, જાઉં.
મનુષ્યદેહનો લ્હાવો નૌતમ લેવો રે. જાઉં.
એ પુરૂષને અનેક નારી ઇચ્છે રે, જાઉં.
પૂરણ પદ તો કોઈ એક જન પ્રીછે રે. જાઉં.
અનુભવિયાને અવર તણી નહી ઇચ્છા રે, જાઉં.
જન ત્રિકમ દાસ કહે નામ નિરંતર પ્રીછ્યા રે. જાઉં.

---

## પદ ૩ જું—રાગ હોરી

વૃંદાવનમેં ધૂમ મચાઇ, શ્યામ ખેલત હોરી,
ગોપી ગ્વાલ મીલ મંગળ ગાવે,
ખેલત રાધે ગોરી. વૃંદાવનમેં.

સુંદર વરકો વદન નિહાળી, નેનસેં જુએ નારી,
ચુવા ચંદન અર્ચાઓ શ્યામકું, ભર ભર કંચન થારી. વૃંદા.

અબીલ ગુલાલ ગુલાલ મગસો, સબ સખીયન ભરી જોરી,
નંદલાલ સંગ ખેલનકું, ચોફેર બંધાણી ટોળી. વૃંદા.

ભર ભર મુઠા, મારત છૂટા, બ્યાકુળ કીધા વનમાળી,
સૂઝ પડે નહીં શરદ ગરદમાં, મોરલી લીધી મરોડી. વૃંદા.

પાન ધાર પીચકારી ભારી, ઘેલા કીધા ગિરધારી,
રંગ રસિયોજી રંગમાં ભીંજે, ધન્ય છે બ્રજની નારી. વૃંદા.

વિધવિધ વિલાસ આશ રંગ ભીનો, છીનો રંગ સબ જોરી,
ઉડત ગુલાલ અરૂણુ ભયો અંબર, વદન મોહનજીકી. વૃંદા.

મેવા બહુત મગાયે લાલને બાંટ દીયો બ્રજનારી,
દાસ ત્રિકમ કહે હમકૂ દીજો, પૂર્વની પ્રીત સંભારી. વૃંદા.

---

## પદ ૪ થું

બસંત રત આવી રે, મન મેરા આવી રે,
મન મેરા આવી કર લે જંગલ બીચ ડેરા.

સતગુરુ સેવ તું ભાવ ભજન થકી, મીટશે ચોરાશીકા ફેરા. બસંત.

નિત્ય નિકટ સતગુરુ કે જાઇ કર લે મંત્ર સેવા,
હે ગુરૂ! હે ગુરૂ! છોડ સંકટસે ડૂબત ભવ સંસારા. બસંત.

સતગુરુજીને મંત્ર બતાયો જાપ જપીાની અનેરા,
તિમિર નાશે, રૂપ પ્રકાશે, મીટ ગયો તનકા ઝેરા. બસંત.

ધન્ય મેરે સતગુરુ અંતરજામી એહી વિદ્યા હમકુ દીની,
જાન પકયો તબ આન ગ્રહ્યો હે, સુરત સોહાગન કીની. બસંત.

દીનકે અધીન ભયે હરિ તબ, અજર અમર રસ પાયા,
દાસ ત્રિકમ સતગુરુ પ્રતાપે, રમતા રામકૂ ગાયા. બસંત.

---

# કબીરજી

## ચાદર

### પદ

ચાદર હે ઝીણી, હો ઝીણી.—ટેક
રહી રામરસમેં ભીંની. ચાદર હે.

અષ્ટ કમળ, દશ ચરખા ચાલે, પંચતત્વ મીલ ચીની;
ધ્રૂવ પ્રલ્હાદ નામદેવે ઓઢી, શુકદેવે નિર્મળ કીની રે. ચાદર.

તેત્રીશ ક્રોડ દેવતાએ ઓઢી, ટૂક ટૂક કર દીની;
અનંત કોટી વૈષ્ણવે ઓઢી,તેણે જતન જતન કર ચીની રે. ચાદર.

દાસ **કબીરજી**એ જતનસેં ઓઢી,તે કબહુ મેલી ના કીની;
સાધુકી સંગત ગુરુપ્રતાપે, જૈસીકી તૈસી દીની રે,
ચાદર હે ઝીણી રે ઝીણી, રહી રામરસસેં ભીંની. ચાદર

---

# જીવણરામ

## પદ ૧ લું

પ્યારા રે કહીએ બાવા! નિર્વાણી પદ પ્યારા
સૃષ્ટિકા કર્તા પ્રલય માનો, આવે હો હો પવના,
પાણીથી રે ન્યારા રે. કહીએ.

એસે પવન પર જળ વિના પ્રકટે હો હો હો;
રૂપ રે હાં રે રૂપ નહીં, નિરાકારા રે. કહીએ.

સોહી શ્યામ મેરે અંગે વસિયો હો હો હો;
અંકાર રે હાં રે અંકાર ઉગ્યા હમારા રે. કહીએ.

કહે રે **જીવણ** આપ આવે ને જાયે હો હો હો;
આવશે રે હાં રે આવશે, અપરંપારા રે. કહીએ.

---

## પદ ૨ જું

અમારી લ્હે તો આદ્ય પુરુષસેં લાગી,
હમારી લ્હે—ટેક
લ્હેર જઈ જઈ ભરી નૂરતમાં—
હો હો હો પ્રકૃતિ સહુ ત્યાગી. હમારી.
જ્યાંથી બીછડી તામાં સમાણી—
હો હો હો અખંડ રે, હાં રે અખંડ અનહદ વાગી. હમારી
અંકાર ઉગ્યા રે આદ્ય પુરુષકા,
હો હો હો ભવની રે, હાંરે ભવની ભાવટ ભાગી. હમારી.

# દ્વારકાદાસ

## પદ ૧ લું

ઘટમાં છે મઢુલી એક, યોગી બેઠા આપ અલેખ,
એ યોગીનું રૂપ જોઇએ, કાંહાં આસનકા વ્હાલું રે;
સ્વામી બેઠા તખ્ત ઉપર, ચતુર ચેલે ભાળ્યું, ઘટમાં.

ગેબી ઘંટા ગેબી વાગે, ગેબી ગુફામાં બોલે રે,
મહા શૂન્યમાં જઈ વસ્તી કીધી, નહીં કો એને તોલે. ઘટમાં.

નહીં શેલી, નહીં સીંગી તેને, નહીં વિભૂતિનો ગોળો રે,
જે દર્શન દેવતાને દુર્લભ, તે મુરત તમે ખોલો. ઘટમાં.

નહીં માયા, નહીં મમતા તેને, કામ ક્રોધ નહીં લાગે રે,
કહે દ્વારકો સોઈ ઘર શોધો, જરામરણ ભય ભાગે. ઘટમાં.

## રામકૃષ્ણ

### પદ ૧ લું

અરજ સૂણો મારા રામજી ! તારૂં વ્રત ના છૂટે,
આવા રૂડા તારા રાજ્યમાં, મને માયા લૂંટે. અરજ
વ્હાલા ! તૃષ્ણા નદી તારા દેશમાં, તે તો નિત્ય વાધે,
પંખી આ વનમાં ભૂલો પડયો રે,એકુ ભુવન નવ લાધે, અરજ
ગિરિવર મોટા ગર્જતા, મધ્યે માંહે બીરાજે,
આ બાજી તો સુખ તણી રે, ઘેરાં નિશાણ ગાજે. અરજ
સહુકો સરખા થઇને ફરે, ચોરોના રે સાખી,
આ રે મારગડે વિઠ્ઠલા ! રે, ઉગરવાનું કયાંથી ? અરજ
જપતપનાં દર જોતરાં, કરવત મેલ્યાની કાશી,
કોઇ તલખો (?) માને નહીં રે, એવી માયા મહેવાસી, અરજ
મોહ માયા મદ લોભ ને, જાણે સર્વે ખોટું,
જીવ પર એ જમડા ભમે રે, જમ દેઇ રહ્યા પાટુ. અરજ
શરણ ચરણ તારે આવિયો, અબ કીને આરી,
રામકૃષ્ણ પ્રભુ રંકને, રજ લેજો ઊગારી. અરજ

## પદ ૨ જું—રાગ બીલાવલ

વ્હાલાજી ! આવોને આંગણીએ મારે,
　　　　ગોઠડલી કીજે.
દુર્લભ છે જોબનના દા'ડા,
　　　　સ્નેહ તણું સુખ લીજે. ૧
(વ્હાલાજી) તે દા'ડા સંભારો મારા વ્હાલા !
　　　　મારગડે મળતાં,
　　　　મીટે મીટ મેળીને હસતાં.
　　　　અંગે અમી ઢળતાં. ૨
જીભડલીએ જશ ગાઉં મારા વ્હાલા,
　　　　જે લીલા તમે કીધા,
　　રામકૃષ્ણ પ્રભુ વ્હાલા તમારે
　　　　વેચાતી લીધી. ૩



## પ્રીતમદાસ

### રામરાજીયા (પરજીયો—કતબો)

હરિ સ્મરણ કરો હેતમાં રે, ચિત્ત ચેત ! અચેત રે;
આ અવસર ચેત્યા તણો, હાં રે મૂખ પડશે બહુ રેત રે. હરિ

કાયાનું કાંઈ નવ નીપજે રે, મિથ્યા મોહ[1] અહંકાર રે;
તનથી ત્રણ વાનાં નીપજે; હાં રે કીટ, મીટ ને છાર રે. હરિ

માયા તે મિથ્યા મોહિની રે, જેવી મીસરી ખાંડ રે;
જગત પસારો કાળનો, હાં રે જગ માંય થાશે ભાંડ રે. હરિ

જગમાં તે કોય રહે નહીં રે, શશિ ચંદ્રમાનો વંશ રે;
ખડખડ કરતા ખપી ગયા, હાં રે કો રાજા ને રંક રે. હરિ

જાયું તે જાવા કારણ રે, પશુ પંખી અવધાર રે;
કહે પ્રીતમ ભજો રામને, હાં રે ફરે શિર પર કાળ રે. હરિ

---

૧ કીડા માટી, (ગોરમટી), ને રાખોડી.

# અખો ભક્ત

## પદ ૧ લું

સંતો રે લેજો વસ્તુ વિચારી,
આકાશ અધર ચાલવું, શું બેઠા હારી? સંતો રે

પવન, તેજ ને પૃથિવી, આકાશ ને અંબુ,
પાંચે શૂન્યમાં સમાવજો, શેષ રહે તે શંભુ. સંતો રે

ગુણુ રે અતીત રે ગોવિંદજી ગુણમાં કેમ પામે?
આશવાસના તરી જવું, પેલે આરે રે સામે. સંતો રે

વાયુ પ્રસર છે આપમાં, આપ વાયુમાં મ્હાલો,
અણ રે લિંગીને જે લગી[1] કરે તેને તે ફાવે સંતો રે

× × × × × × ×

સર્વાંગ અતીતને ઓળખો, અખો બોલે નીહાળી. સંતો રે

---

## પદ ૨ જું—બીલાવલ

ધન્ય રે વ્હાલા! તારો ઘૂંઘટો, કોઈ પાર ના પામ્યા,
કોઈ રે દેખીને વિસ્મય થયાં; કાંઈ લાગ્યા રે ભામા. ટેક.

શાસ્ત્ર સરખાએ રે તુજને કહ્યું, નહીં રૂપ ને રેખા,
ઉપમા દેવાને કાંઈ નથી, નથી વર્ણ ને વેખા. ધન્ય.

આ સ્થૂલ રે કહૂં તો ક્યાં લગી, મન વાણી ન જાય,
સૂક્ષ્મથી સૂક્ષ્મ ઘણો, પરમાણુ ના[illegible]થાય. ધન્ય.

લઘુ રે દીર્ઘ કાહાવે નહીં, નહીં અધ ઉર્ધ્વમાં[2] આવે,
દીસતો સાર અવિશ્વન સહી, એવો વેદ જ ગાવે. ધન્ય.

---

૧ આલિંગન ૨ અધ=હેઠે=પાતાળમા. ઉર્ધ્વ=ઊર્ધ્વં=આકાશમાં

અજર, અમર, અછેદ્ય છે, વ્હાલો વચને ન આવે,
સહી સદા દિન ઝળહળે, સોહી અવિગત કહાવે. ધન્ય.

તુંહી કરતા વહાલમા! તાહારૂં શરણુ પ્રોઢું,
એમ તો વિચારી અખે કહ્યું, આપ હરિમાં રે હોવું. ધન્ય.

---

૫૯

મર્મ મોટો પરિબ્રહ્મનો, તે તો રસનામાં ન આવે,
શબ્દની વેધી સૂરતા, ખરા લક્ષમાં આવે. ટેક.

પગથી વિના પગ પગ઼ઠવો, વહેતા વિના વહેવું,
સમજ્યા સત સીધી કળા, અંકુશ વિના સહેવું. મર્મ.

જેને સ્થળ કહેવાને કંઈ નથી, તેને સ્થળ સ્વામી,
ધાતૂ નર રહ્યા સંચતા, જેણે એ વસ્તુને પામી. મર્મ.

સત રે ગુરુની એ તો સંજ્ઞા, શિશ સુધા પ્રીછે,
તે રે ગુરુ તે કહી શકે, ગુરુપણું નવ ઇચ્છે. મર્મ.

વાણી વાચા, અવાજકુ, જાદુ વાચા ન હોય,
સૂક્ષ્મ વેદ બૂઝે અખા, જાદુ ગુરુગમ હોઈ. મર્મ.

## સાખી

કહેનારા પણુ ન રહ્યા, સુણનારા પણ જાય,
એ બે વચ્ચે ખાલી અખા, તે મરે ને ભુંડા થાય.

---

# કવિ ગંગાધર

## સૂર્ય નારાયણની આરતી

જય સવિતા નારાયણ, સૃષ્ટા જગતપતે (૨)
પુણ્ય પુરાણ પરાયણ (૨) ત્રિપદા સ્તવનકૃતે. જય ૧

ઉદયે બ્રહ્મ સ્વરૂપ, મધ્યે રૂદ્ર દશા (૨);
સાયંકાળે વિષ્ણુ (૨) તન તિમિરૌઘ ખસ્યા. જય ૨

પૃથ્વી તેજ પ્રકાશક, વેદ વિચિત્ર લખે; (૨)

× × × × ×

સર્જક પાલક સિંધુ, હાર્દ છો હરવે (૨),
કીટાદિક મનુજ, પશુ પક્ષી સરવે. જય ૪

ગણના કાળ સ્વરૂપ, અખિલ રક્ષા વ્યાપી (૨),
સાક્ષીભૂત સમસ્તે (૨) આદ્યે અદ્યાપિ. જય ૫

આદ્ય મધ્ય દિનાંત, આરતી જે કરશે પ્રભુ (૨),
ગંગાધર દુઃખ તેનાં (૨) અરૂણ ઉદય હરશે. જય ૬

---

# ભીખાભાઇ

## પદ

ધોખે પડિયું રે, મનડું તો ધોખે પડિયું રે,
મૃગજળ દેખી દોડિયું તે, ઝાલ્યું હાથ ન જડિયું રે. મનડું
સુવા [1]સીમળ દેખીને, ફળ ખાવા ધાયો રે;
પાંખ ચાંચ લપટાઈ ગઇ, એમ જગ ભમાયો રે. મનડું
બાંધ્યો ફરે અંધ ધંધામાં, ચિત્તડું ચાકે ચઢિયું રે;
પાછું વાળી પરખે નહીં, મોહ અવિદ્યાનું ઘડિયું રે. મનડું
કામ આવે ત્યારે ફરતો રહે, તેને અંગે ન અડિયું રે;
રંગ પતંગ શું રાચી રહ્યું, તે ઘડે ઘાટે ઘડિયું રે. મનડું

× × × × × × × ×

દાસ **ભીખો** કહે પ્રભુ નહીં ભજ્યા, તેને મહાદુઃખ નડિયું રે. મનડું

---

૧ એક જાતનું પક્ષી.

२११

## આશારામ

### રામ રાજીયો.

બાળપણું રમતાં ગયું રે, નારી જોબન માંય રે;
આવ્યું બુઢ્ઢાપણ ધાઇને, મૂરખ લહ્યું નહીં કાંય રે.
જોદ્ધા માણીગર બંગલા.

હાથી રહ્યા હાટ સેરીએ રે, ઘોડા રહ્યા ઘોડાર રે;
ઘોરી રહ્યા રથ જોતર્યા, ઝુરે મેહેલાંમાં નાર રે.
જોદ્ધા..

× × × × ×

**આશારામ** ભજો રામને રે, આવ્યો શિર પર કાળ રે,
જોદ્ધા.

## રંકુ

### પદ[1]

આવી મળી માનિની મંગળ ગાઉ[2],
દેવકીએ કુંવર જાયુ[3].
માઝમ રાત થયું અજવાળું,
તેજે ત્રિભુવન છાયૂ. આવી.
શંખચક્ર ગદા પાણ જ પંકજ,
તિલક સુંદર કોટે જપમાળા;
અદ્ભુત રૂપ દીઠું દેવકીએ,
ત્રાહ ત્રાહ જાગે રખવાળા. આવી.
ઉઘડયાં કપાટ ભોગળ, બે ભાગી,
જય જય વાણી વદે વેદ ચાર;
સુરનર મુનિવર જાય ઉવારણે,
ભૂપ બ્રહ્મા જાય બલિહાર. આવી.
લઈ ઉચ્છંગ વસુદેવ પધાર્યા,
જમનાજીએ દીધો રે માગ;
ગોકુળ માંહે ગોવ્યંદ પધારયા,
સહસ્ર મુખે સ્તવે શેષ નાગ. આવી.
ઉત્તમ રાત અષ્ટમી કેરી;
જય જય જન્મ્યા જગદાધાર,
સુરલોક ભૂલોક પધારયા;[1]
રંક ઈસુ જાય બલિહાર. આવી.

---

૧ પદની રચના ઉપરથી કવિ કંઈક જુનો જણાય છે. ૨ ગાઉ=ગાઓ.
૩ જાયુ=જાયો; જન્મ આપ્યો.

# કવિ માંડણ[1]

## પદ—રાગ પ્રભાત

શેઠ કીધો અમે શામળો, જેણે મહા ધન આલ્યૂં;
નાણું ખરૂં હરિ નામનું, ત્રણ લોકમાં ચાલ્યૂં. શેઠ

અવર વેપાર ઉપાડિયો, કાઢી કર્મની કોઠી;
લક્ષ ચોરાશી જોઈ વળ્યો, ખાલી ખડખડ ખોટી. શેઠ

મોહ મત્સર બેહેંકી ગયા, મન ગમતા માલે;
કહ્યું તે કોઇનૂં નવ કરે, બેઠા ઘર ઘાલે. શેઠ

કામ ક્રોધ બે ભેગા થયા, તેણે મૂકિયા વાહી;
ને મમતાને લાવિયા, કાને રાખી સાહી. શેઠ

છળ, ભેદ તે બે છોકરા, થઈ બેઠા છે મોભી;
દગાને ઘાલ્યો દુકાનમાં કોણ રાખે છે થોભી? શેઠ

હર્ષ શોક એ બે દીકરી? માંહી મનવો મોટો;
વણોતર વધા ગયા, પછે આવ્યો છે તોટો. શેઠ

વ્યાજ ડૂલ્યૂં રે વીમા તણું ખાતું નવ જૂએ;
મેળ ના કાઢે મૃત્યૂનો, પછી આપ વગોવે. શેઠ

વીમો લૂંટાયો વાટમાં, વણ પ્રીછે છે વાણી;
આંગરિયા અહંકારના રે, બૂડૂયા વણ પાણી. શેઠ

આથી ને પોથી જે હતી, સર્વ ખોઇ રે બેઠા;
જમ રે આવ્યા જ્યારે લૂંટવા, નાશી ઘરમાં રે પેઠા. શેઠ

અંતે ન જોયો આવરો, ભ્રમ ભગળ ચલાવ્યૂં;
નવ દ્વાર નાઠો ફરે, સાથે કોઇ ન આવ્યૂં. શેઠ

નોકર સર્વે નાશી ગયા, શેઠ એકલા સાલ્યા;
લૂલોપતી તેણે બહૂ કરી, સર્વે મેલીને આશા. શેઠ

લાખે લેખાં લોભનાં, જર ન રહ્યૂં જરી કે;
પુણ્ય પાપની કોથળી, હાલી રહી ઓશીકે. શેઠ

ચિત્ત તણો જે ચોપડો, તેને મૂકયો રે જોઈ;
પાનાં છે રે પ્રપંચનાં જેને નાંખ્યાં ધોઈ. શેઠ

ચતુર હોય તે ચેતજો, ચિત્ત—ચકલે બેસી;
નર કોઇ જિતી નથી ગયો, આ વણજમાં પેસી. શેઠ

શોધી કાઢી સાચા શેઠને, વહેપાર વધારો;
લેખૂં ચોકખૂં લાભનૂં, આલીને પરવારો. શેઠ

નીર થઇ નાણું કરયૂં, ઢાંકયૂં દેવાળૂં;
કહે **માંડણ** હવે નહીં કરું, ધોળા ઉપર કાળૂં. શેઠ

---

૧ સ્વ. મણિલાલ બકોરભાઈએ માંડણ નામના કવિનું ઉખાણા નામનું એક જૂની કવિતાનું કાવ્ય છપાવ્યુ તે માંડણ આ માંડણ જણાય છે.

# નથુરામ

## પદ ૧ લુ

ઓધવ કહે વ્રજસુંદરી ! સાંભળો એક વાત;
સ્વામી તમારો સઘળે છે, તે જાણો વિખ્યાત. ઓધવ.

ગોપી ! ભ્રાંતિ ટાળીને ભાળી જૂઓ, બ્રહ્મ સર્વે વાસ;
ઘટ, મઠ મહદ્ એક છે, સઘળે આકાશ. ઓધવ.

ગોપી ! કનક ને કુંડળ એકુ છે, પડી નામ ભાતિ;
બીઆમાં રખે રાચતાં, સુવર્ણ એક જાતિ. ઓધવ.

ગોપી દૂધમાં જેમ ઘૃત છે, ફૂલમાં જેમ વાસ;
કાષ્ટમાં જેમ વહ્નિ છે, એમ બ્રહ્મવિલાસ. ઓધવ.

ગોપી ! વિશ્વને વ્હાલો એક છે, કરી જો જો વિવેક;
સમુદ્રથી લહેરી ઊપની, વાસ્તવ રૂપ છે એક. ઓધવ.

ગોપી ! તમમાં તમારો નાથ છે, જુઓ મને વિચારી;
દાસ નથુ કહે એ ઓળખે, હૃદયે જ્ઞાનને ધારી. ઓધવ.

---

## પદ ૨ જું

ગોપી કહેઃ ઓધવ ! સાંભળો, એક અરજ અમારી;
× × × × મારો કુંજવિહારી. ગોપી.

ઓધવ ! કૃષ્ણ તે પૂરણ બ્રહ્મ છે, તેનો અંશ તે જીવ;
તેને કહો અમે કેમ કહીએ, સઘળે છે શિવ. ગોપી.

ઓધવ ! મનને વાણી પોહોંચે નહીં, દષ્ટિએ ન દેખાય,
ચૈતન્ય વિષે શ્રી નાથજી, વેદ એને ગાય. ગોપી.

ઓધવ અવતાર ગુણું કર્મ ગાઇશું,મહા સ્નેહને આણી;
મોહન મેવા મૂકીને, કુણ પીએ મૃગપાણી.[1] ગોપી.

ઓધવ! ભજનાનંદ સુખ અમને રુચે,બ્રહ્માનંદને.ગાઈ,
એકત્વપણું જોઇએ તો, નિશ્ચય આપ ખોવાય. ગોપી.

ઓધવ! ભૂતલ ભાર ઉતારવા કંઈ ધરે સ્વરૂપ;
મથુનો નાથ નથી ગયા, કહીએ વ્રજનો ભૂપ. ગોપી.

---

૧ મૃગજળ, ઝાંઝવાનાં પાણી.

# ( કીદરૂજીનો સુત ) મૂળજી

## પદ[1]

આજ અનુપમ દહાડો આવ્યો, વિવાહનો વિચાર જોને,
તે દિવસ મારા માનમાં ભાવ્યો, ઘણું રૂડું સાર જોને.

માયા બ્રહ્મનો વિવાહ કરયો, ચૈતન્ય જોડી જુક્ત જોને,
વૈરાટ રૂપી માંડવો રચિયો, ખંભ પગ હાથ જોને.

ચારે દેહની ચોરી રે રચી, કેહેતાં ના'વે પાર જોને,
દશે ઇંદ્રિ નારી રે મળી, ગીત ગાય છે હો ગોરી જોને.

પાંચે ભૂતનો તે પસારો, તન માયા રહ્યાં દોરી જોને,
મન કરે ત્યાં મરકલા ને બુદ્ધિનો ક્ષણુ વખાણુ જોને.

ચિત્ત કરે ત્યાં ચટપટી હેલા માંહે હણ્યો અહંકાર જોને,
ત્યારે રે બહુ વાજાં રે વાજ્યાં, વહુવારૂ ઘોડે ચડે જોને.

અખિલા હોની રે દશા પામી, તોરણે આવી ઉભા જોને,
સુલક્ષણા ત્યાં સાસુ રે આવી, પાંકવાને વેગે જોને.

પધરાવ્યા હો મલપંતા વરજી, મંડપમાં હરિબ્રહ્મ જોને,
બ્રહ્માનંદ નયણે રે નિરખ્યોં, તે વિધિ ત્યાં થઇ રહી જોને.

પોતે વર ને પોતે રે કન્યા, પોતે પોતાને વરી જોને,
એ વિવાહ જોને રે રૂદે, જન્મમરણુ ટળિયાં જોને,
**કીદરૂજીનો સુત મૂળજી** બ્રહ્માનંદમાં ભળિયો જોને.

---

૧ બૃ. કા. દો. ભાગ ૮ માના પૃષ્ટ ૭૫૬ મે છપાયેલા આ કવિતામાં અને અહિં ઉતારેલી કવિતામાં બહુ પાઠાંતર હોવાથી તે ફરી પ્રસિદ્ધ કરી છે.

## સુરદાસ

ભણો તો બે અક્ષર ભણો, રરો ને રે મમ્મો,
બે વિના બાવન બોખડા, હાં હાં રે ઘાટે ન ગમ્મો. ભણો

ર રો તો આત્મા રામ છે, મમ્મો તે જ માયા,
જુગલ અક્ષર જોડતાં, કહેવાણી રે કાયા. ભણો

ચાર વેદ ને ચૌદે વિદ્યા, બીજી વ્યાકરણની વાણી,
બે એ અક્ષર તો બાદ છે રે, બીજી કહેવાની કહાણી. ભણો

બે અક્ષરમાં બાવન ગરે, તે ના પાડે પાછો,
**સુરદાસ** અક્ષર મૂળ તો, તે સર્વાળે રે સાચો. ભણો

# પીપો ભક્ત

## ઉદ્ધારણ ચૂંદડી

પ્રહ્લાદ ઉદ્ધારણ ચૂંદડી, જામે રે રામમાં દો અંક પ્રહ્લાદ-ટેક

વાલ્મીકે બન બોઇયો રે, ચૂન લાયે શુક દેવ;
કર્મ બીજોરાં દૂર થયાં રે, સૂતર કાંતી લાવ્યા જયદેવ. પ્રહ્લાદ

ત્રણ લોકે તાંણો તાણિયો રે, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
તારણ ગણતાં મુનિ થક ભયે રે જાકે સૂરનર સકળ નરેશ. પ્રહ્લાદ

ચારે વેદ ખીલા કરચા રે નિરાકારકો રાચ;
વણી રે કબીરે ચૂંદડી રે, રંગે શોભી નામને[1] હાથ. પ્રહ્લાદ

હરિ હરડાં, તન ફટકડી રે, કારણ કઠણ મજીઠ;
મૂળ કઢાયૂં ચઢાવિયૂં રે, બ્રહ્મ અગ્નિ જલે રે અંગીઠ. પ્રહ્લાદ

વણ ધરતીએ પાથરે રે, વણ ચરણની વાટ;
જેણે ખોજી એ ચૂંદડી રે, તેણે ખોલ્યાં બ્રહ્મકપાટ. પ્રહ્લાદ

તમે મત જાણો એ ચૂંદડી, એ છે આતમજ્ઞાન;
જેણે ઓઢી પ્રેમશું રે, તેને કહીએ ભકત પ્રમાણ. પ્રહ્લાદ

વણ રસના ગુણ ગાઇ લો રે, વણ વસ્તીકો દેશ;
વણ પિંડનો એ આતમા રે, તાસુ કરી લો સાચો સનેહ. પ્રહ્લાદ

કહે **પીપા** એ રૂપ લીના, બની કબની બનાઇ;
જેણે જાણી એ ચૂંદડી રે, તે વસ્તુ રૂપે થાઈ. પ્રહ્લાદ

---

૧ દક્ષિણમાં થઈ ગયેલા નામદેવ મહાત્મા

# ગંગારામ

## પદ

એટલો સંદેશો મારા સદ્દગુરૂને કહેજો,
સંતોના રૂદિયામાં રહેજો. સંદેશો
કાયાનું દેવળ અમને લાગે રે કાચૂં,
તેની ભલામણ અમારી કરજો. સંદેશો
કાયા રે પડશે જીવ કયાં જઈ સમાશે ?
તે ઘર બતાવી અમને દેજો. સંદેશો
બ્રહ્માનું રૂપ મારી નજરોમાં ન આવે,
સેવા ને સાધન કાંઇ ના ભાવે. સંદેશો
કહે ગંગારામ સંતો ગુરૂના ચરણે,
દેદાર દર્શન અમને દેજો. સંદેશો

---

## લાલદાસ

### પદ ૧ લું

તટ સરોવર એક પંખી રહે છે, પરમહંસ નામ કહાવે,
તે રે પંખીને નહીં રૂપ ને રેખા, કોને કોણ બતાવે.

પાંચ પચીશથી ન્યારો ખેલે, રહે છે દશવીશ માંહી,
દર્પણમાં મુખ દેખાયે, પણ હાથ આવત નાહીં.

પાંચે તે અંગે ને પાંચે તે સંગે, છઠ્ઠા તો પ્રભુ આપ,
સાતમું એક નિજ સ્વરૂપ એ, તેને નહીં પુણ્ય ને પાપ.

તે રે સ્વરૂપમાં વાસ અમારો, સદા સર્વદા રહીએ,
**કહે લાલદાસ** સુણો ભાઈ સાધુ! કોઈ કહેવા સરખાને કહીએ.

---

### પદ ૨ જું

તે રે સ્વરૂપને જે રે દેખાડે, સોઇ સદ્‌ગુરૂ સાચા,
તે રે સ્વરૂપને દષ્ટે જોતાં, એમના અમર લોકમાં વાસા.

વેર બંધન વળી બીજા છોડે, એક જ આતમા ભાળે,
સોહી સદ્‌ગુરૂ પૂરણ લખિયો, આ ભવનો ફેરો ટાળે.

સકળ સિદ્ધિ પાસે રે દેખે, દૂર જોવા નવ જાય,
એટલી વિધિ જે જન જાણે, તે આપે ઇશ્વર થાય.

દૂધ સાકર જેમ ભેળાં રે ભળિયાં, એમ એક રસ થાય,
**કહે લાલદાસ** સુણો ભાઈ સંતો! આ વાત કોને કહેવાય.

### દુહા

શબ્દે લાગ્યા સો ઉગરિયા, ડૂબ્યા દોડનહાર;
**કહે લાલદાસ** તાકી બૂમ ને ના! થઇ વહાર.

## પદ ૩ જું

કાશી રે ક્ષેત્રમાં અવિચળ દીપક, તે મધ્યે વાસ હમારા,
સૂરનર મુનિજન મહા રે તપેશ્વરી, કોઈ વીરલા જાણનહારા.

પવન પાણીકા પ્રવેશ થોડા, સંત સદા રસ પાવે,
નિરાધારે એક સદ્‌ગુરૂ બેઠા, ત્યાં કોઈ એક જવલા આવે.

મન પવન બે શૂન્ય ઠરાવ્યાં, બ્રહ્મની કૃપા વ્યાપી,
સ્વામીએ હમારે સન્મુખ જોઈને, વસ્તુ અનુપમ આપી.

થોડા ઉદ્યમમાં નાથે હમારા, અનંત કૃપા રે કીધી,
પ્રેમ સરોવર દેખાડ્યું મારે વ્હાલે, તો ભરી પોસલીએ પીધી.

દીન જાણી હમને દયા રે કીધી, હરિએ હાથ જ સાહ્યો,
કહે **લાલદાસ** કૃપા કરી મુજને, તો અમીરસ પાયો.

## પ્રસ્તાવિક કવિતા

ગયેકું સોચે નહીં, નહીં આવનકી આશ,
સોજન કેવળ રામકા, એમ કહે **લાલદાસ.**

આપણ તજીએ મનકું, આપણકું તજ જાય મોત,
**લાલદાસ** કહે સુણો ભાઇ સાધુઃ તે ગયૂં ગોળાગોફણસોત.

હરિ દરીયા અમર ભરિયા, ખૂટે નહીં લગાર,
કેતે સંત ધાવિયા ને, કેતે ધાવનહાર.

શાસ્ત્ર તો દરિયાવ હે, હીરા, લાલ હે માંહી;
કહે **લાલદાસ** કોઇકું, કાઢયાકી ગમ નાંહી.

સૂરત જલ ગઈ નૂરતમે, પડી રહી તે ખાખ,
કહે **લાલદાસ** બેર થયા, તે સાંભળે મારી કાખ.

અન્ન ખાવૂં તે ક્ષૂધાને ખાવા, જળ પીવૂં તે પ્રાણને ટાવા;
રહેવૂં અન્ય વસ્તૂથી ઉદાસ, એમ સમજે છે હરિના દાસ.

### દુહો

ગઇ બાત સોચે નહીં, આગલી ચિંતવન નાહી;
વર્ત્તમાન વર્ત્તે સદા, સો સાધુ સુખ માંહી.

### સોરઠો

કહા વિષયકા ભોગ, પરમ ભોગ એક ઓર હે,
તાકો ભયો સંજોગ, નિરસ લાગત ઈંદ્રપદ.

### દુહો

મહા વિવેકી તજ દીયે, સંપત્તિ સૂત ને માત,
કંથા ને કૌપિન એ, તુજથી તજી ન જાત.[1]

અન્ન તણે ઉચ્ચારણે, આહારતૃપ્તિ નવ થાય,
તેમ જ શબ્દ થકી કદિ, અનુભવ ના જ કળાય.

અમૃત કહેતાં જો કદિ, ચિરંજીવી કો હોય,
તો જ શબ્દબ્રહ્મે જનો, અનુભવપ્રાપ્તિ જોય.

### ગીતિ

પ્રથમ ઘટે જળ ધરવું, જો ન ગળે તો પછી જ ઘૃત ભરવું,
પુનરપિ ગળે કદાપિ, તો પછી ગુરૂએ ગ્રહણ મૌન કરવૂં.

---

૧ મત્સ્યેન્દ્રનાથ ભર્ત્તૃહરિને કહે છેઃ સાર અને અસાર વસ્તુનો વિવેક જાણનારા જ્ઞાની પુરૂષો સંપત્તિ, સુત ( છોકરાં ) અને માતાપિતાને છોડી દે, છે, તો તારાથી આ કંથા—ગોદડી—અને કૌપિન—લંગોટી—એવી ક્ષુલ્લક વસ્તુ તજાતી નથી.

## દુહો

શીઆળે સોરઠ ભલો, ઉનાળે ગૂજરાત;
ચોમાસે ઈડર ભલૂં, કચ્છડો[1] બારે માસ.

સંવત સોલસેં એંસી, વસો ગંગાકે તીર,
શ્રાવણ શુક્લ સપ્તમી, **તુલસી** તજ્યો શરીર.

## સોરઠો

તોલ્યો બાર હજાર, ચતુર બુદ્ધિ બાજારમેં,
સમતા ન પાયો જાર, નેક એક પેંજારસો.[2]

( રણછોડજી દિવાન )

## દુહો

નેહી કીયે શિરપર લીયે, ખળ સંધિસે દૂર,
કુટિલ અલક તૂટે જયૂ કચ, સંધિ ન હોય જરૂર.

( **ભાવાર્થ**-ખળ માણસમાં અને માથાના કેસ-વાળ-માં કુટિલ-પણું-વાંકાપણું-હોય છે. ખળ સાથે એક વાર તૂટ પડી હોય કે, પેલો વાળ તૂટયો હોય, તો પછી તેમને "નેહી" એટલે સ્નેહી કરીએ અને વાળને 'નેહી' એટલે તેલવાળા કરી માથે ચઢાવીએ, તોપણ તેઓ કદિ સાંધી શકાતા નથી.

મદન કદન સંપ સદન, પંચ વદન સુખ ધામ,
દાસ ખાસ **રનછોરકો**, અમર રાખીએ નામ.

---

૧ કચ્છ. ૨ પગરખું જૂનું.

સોરઠો

સાંઇ રૂઠયો, દેત દુર્બુદ્ધિ અભિમાનપદ;
ચેત! રે ચેત! અચેત! પ્રકટ હણે નહીં દંડસેં.

---

બૈદ રોગી, જુવાન જોગી, શૂર પીઠી ઘાવ;[1]
રસાયન બનાવે, ભીખ માગે, એનો શો પતીઆર.

---

## જોરીઓ (જોરભાઈ)

### પદ

જોષીડા! જોશ જુઓની, ભાઈ! કહે મન ચઢ્યો કોને બનાઈ?—ટેક

પાણીનો તો પાયો રચિયો, જ્યારે બની જતનાઇ,
લોહી લોથર હાડ ચામડું, ક્યાથી આવ્યૂં ધાઈ? જોષીડા!

ચોહો ફેરથી ચણી રે લીધું, જો રે બની રચનાઈ,
રમતો અબધૂત આવી ચઢયો, બેઠો ધૂણી સાહી. જોષીડા!

પાંચે ચેલા પ્રીતે આવ્યા, છઠ્ઠી પાછળ માઈ,
સાતે મળી સ્નેહ જ કીધો, મઢી ભલી બનાઈ. જોષીડા!

ખાઈ ખાઈને ખોખૂં કીધૂં, ભલી બની સગાઈ,
ગુરૂપ્રતાપે ભણે જોરીઓ, અંતે ગયાં વેરાઈ. જોષીડા.

---

1 પાછળ—પીઠ ઉપર જેને ઘા વાગ્યા છે તેવો બ્હીકણુ રણમાંથી નાશી આવેલો, શૂરવીર હોય છતાં નકામો.

# કાજી મહુંમદ

## ૫૬

પ્રીતમ! તમને શું કહું? મારી પ્રીત બંધાણી,
ઘણા રે દિવસની ચાકરી રે, મોંની મહોબત ન આણી. પ્રીતમ!
પીયુજી! સ્વર્ગભુવનથી ઉતર્યો, તે દા'ડાની ઉદાસી,
ભર જોબનમાં હૂં થઇ રે, મેહેલી ચાલ્યા સંન્યાસી. પ્રીતમ!
(પિયુજી!) મને તમારો વિશ્વાસ છે, જાણૂં મેલી માં જાશો,
ઘણાં ઘર આવ્યા ભટકી રે, જાણ્યૂં અમર થાશો. પ્રીતમ!
પિયુજી! અમને મેહેલીને, એકલા ના જાશો,
બીજી અબળાને પરણતાં રે, ઘણૂં દોહેલા થાશો. પ્રીતમ!
પ્રીતમ કહેઃ સુણ્ય પ્રેમદા! મારૂં જોર ન ચાલે,
ચીઠી આવી રાજારામની રે, તે સમે લાચાર. પ્રીતમ!
હવે ગદગદ કંઠે કે' છે કામિની, નયણે નીર ન માય,
પિયુ પરદેશી ચાલિયો, કદમ વળાવવાને જાય. પ્રીતમ!
એ ગતિ છે સંસારની રે, કોઇ ગર્વ ના કરશો,
પિયુ પરદેશી પ્રીતનો રે, વિશ્વાસ ન ધરશો. પ્રીતમ!
કાજી મહુંમદની વિનતિ, તમે સુણજો કાન,
એકમન થઇને સાંભળો, ગોવિંદ ધરજો રે ધ્યાન. પ્રીતમ!

# હરિકૃષ્ણ

## પદ ૧ લું

જો આત્મતત્વ વિચાર કરો તો, સહજે આવે પાર,
પાંચ તત્ત્વ, ને ત્રણ ગુણ જાણો, જળ તો સંસાર. જો
જુઓ પૃથ્વી એક ને ભાગ અનેક, ચક્ર ફેરવે કુંભાર,
જુઓ જળ એક ને લહેરો અનેક, સાક્ષી તે નિરધાર. જો
જુઓ સુરજ એક ને કિરણ અનેક, અગ્નિદીપક પ્રકાર,
પવન એક ને પિંડ અનેક, ઘટ ઘટ બોલનહાર. જો
જુઓ આકાશ એક ને રૂપ અનેક, ચૈતન્ય જાણો સાર,
પરમહંસ હરિકૃષ્ણ પોતે, બ્રહ્મ બ્રહ્મ એકતાર. જો

## પદ ૨ જું

પરિબ્રહ્મશૂં તાલી લાગી, બીજાનૂં શૂં કામ?
રાતદિવસે સ્મરણ કીજે, ધરીએ તેનૂં ધ્યાન. પરિબ્રહ્મ
લગની લગાવી સુરત શમાવી, શાંતિ લેશ વિશ્રામ,
સદ્ગુરૂ સ્વામી, અંતરજામી, બહુનામીનૂં નામ. પરિબ્રહ્મ
ચૈતન્ય જાણી ઉરમાં આણી, પરમહંસ તે પ્રમાણ,
સમજુ રામ સમજે સાર એ, હરિકૃષ્ણ પૂરણ ધામ. પરિબ્રહ્મ

---

# હેમદાસ

## પદ

જે કહે તેને કહેવા દઇને, હરિભજનમાં રહીએ.

બગલો હંસ કરી બેસાડયો, બગલો હંસ કેમ કહીએ ?
ચારામાં વિવેક જણાશે, તેનાં લક્ષણ લહીએ. જે

હીરા કંકર, કંકર હીરા, હીરા કંકર કેમ કહીએ ?
સાચ પારખૂં ત્યારે જણાશે, ધાણની ચોટો સહીએ. જે

તિલક છાપ, કંઠે તુલસીની માળા, દાસના દાસ થઇએ,
જગત ભક્તને આદ્ય વેર છે, તેનાં મેહેણાં સહીએ. જે

કહે હેમદાસઃ મારી સારી શીખામણ, લખી રાખજો હઇએ,
જેણે માની તે મહા જ્ઞાની, મૂરખને શું કહીએ ? જે

---

# ગોપાળદાસ

## પદ

સંતો ! રે બ્રહ્મ પાસે ભાસો,
જોવામાં આવે નહીં, એવો અલખ તમાસો. સંતો ! રે
વેદ હી લક્ષ તો આવી રહ્યો, જુએ ગ્રહે એવાની વાચા,
હું હું પદ તો સંભારો, હું હરિ બોલે એ સાચા. સંતો ! રે
અલ્યા ! એઓ એકૂ નહીં, માયાનો ધર્મ આ શો ?
મોટા મોટા મગર તે અલ્પ થયા, આગે અંબુમાં[1] વાસો. સંનો ! રે
નવધાથી નવરા થાઓ, મગન થઇને મહાલો.
લક્ષધાનો! જે પાર કરે, સુધા સમજણ આલો. સંનો ! રે
સદ્‌ગુરૂની સંગતે તાણો, વાણો એક જાણો,
દાસ ગોપાળ અક્ષર અખંડ છે, સદ્‌ગુરૂ સચરાચર પ્રમાણો. સંતો ! રે

---

૧ પાણી.

## મુકુંદ

### પદ

કોઈ આવો તો મૃતસંજીવીની વિદ્યા સેજે ભણાવું.
કહો તો રે ૐકાર અક્ષરને આદે લઇને ગણાવું.—ટેક

કહો તો પ્રથમ જીવહિંસા કઢાવું,
કહો તો હરિનો પરમહંસ થાપું.
કહો તો બેશી વિમાન વૈકુંઠ જાઉં. કોઈ

કહો તો એક થકી અનેક ગણાવું,
કહો તો ચૌદ લોકનો તાણો તણાવું. કોઈ

કહો તો ગગનથી ઉંચો ચાલું,
જ્યાંહાં નહીં અર્કનું[1] અજવાળું.
તો સદ્‌ગુરુનો બાળકો નામ ધારૂં. કોઈ

કહો તો અંબુમાં[2] અગ્નિ ભારૂં;
કહો તો મૃતસંજીવન ઉગારૂં,
કહો તો પાણી ઉપર બળતું બાળૂં. કોઈ

કહો તો આપ થકી આપ મરીએ;
કહો તો અખંડ વૃંદાવન જઈ ઠરીએ,
કહો તો માતપિતા વિના દેહ ધરીએ. કોઈ

કહો તો જીવનું પરમ સંકટ કાપું;
કહો તો શુદ્ધ સ્વરૂપ કરી થાપું.
કહે મુકુંદ અખંડ પદ આપું. કોઈ

---

૧ સૂર્ય ૨ પાણી; જળ.

## સધ્રાબાઇ

### પદ

શ્રી વૃંદાવન વાંસલડી વાગે, સાંજે લ્હેર ત્યાં સાહેલી,
ઊપન્યો રંગ તે કેમ રે'વાયે? ચાલો ઘરધંધો મેહેલી. શ્રી

સજી શણુગાર સજો સહુ સ્યામા! થાઓ સાંતરો સર્વ સજી,
નયણાં ભરી નિરખો નરહરિને, લ્હાવ લોને લાજ તજી. શ્રી

મતોમતિ ને મળી માનનિની, સ્યામળીયાના શબ્દ ભણી,
રાધેના સ્વામી અંતર્યામી, હરિશું રમવા હોંસ ઘણી. શ્રી

# મીરાંબાઈ

## પદ ૧ લું

કામરી ચોર લઈ રે, મૈયા! મેરી કામરી ચોર લઈ—ટેક

એક કહે કા'ના મોરી આગે નાચે,
ઓર તો મગા દેઉં નઈ. મૈયા.

એક કહે કા'ના કાળી કામલીયાં,
જમનામેં જાત બહી. મૈયા.

આ બૃંદાબનકી કુંજગલનમેં,
બછવા ચરાવન ગઈ. મૈયા.

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
ચરન કમલ ચિત્ત રહી. મૈયા.

## પદ ૨ જું

ઘેલી કરી ગિરધરલાલ!
તેં તો મને ઘેલી કરી ગિરધરલાલ! ટેક.

બલજોરકી બળ જો નહીં માને,
કરી મને હાલ બેહાલ. તેં તો.

હાં રે સાસુ હઠીલી, મોરી નણદી ઠગારી,
દીયરીયો દેશે મને ગાળ. તેં તો.

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
હરિ મારા હૈયાનો હાર. તેં તો.

## પદ ૩ જું

જીસ મુખ દેખન જાઉં રે, શ્યામ તો બેરાગી ભયો.

કોરી કોરી મટૂકીમેં દહીં ભરી લાવું,
ગ્વાલન હો કર જાઉં રે. શ્યામ.

કાચી કાચી કલિઓના હાર ગૂંથાવું,
માલન હો કર જાઉં રે. શ્યામ.

હાથ બીચ મુદ્રિ, ગલે બીચ સેલી,
જોગન હો કર જાઉં રે. શ્યામ.

**મીરાંબાઇ** કહે પ્રભુ ગિરધર નાગર,
મીલે તો કંઠ સોહાવું રે. શ્યામ.

## પદ ૪ થું

જળ ભરવા કેમ જાઉં રે ? કાનુડો મારો મારગ રોકે,

વાટે ને ઘાટે વ્હાલો પાણીડાં માગે,
સહિયરો દેખે ને કેમ પાઉં રે ? કાનુડો.

સરખી સહિયરો મુને મેંણાં જ દે છે.
કેમ કરી દિલ સમજાવું રે ? કાનુડો.

નિર્લજ થઇને કાનૂડો રે એએ,
હૂં નિર્લજ કેમ થાઉં રે ? કાનુડો.

**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
નિત્ય ઉઠી ગુણ તારા ગાઉં રે. કાનુડો

## પદ ૫ મું

મુને તારી લેહ લાગી રે, હો મીઠાબોલા! ટેક

કામ ના સુઝે, મને કાજ ના સુઝે,
ઝબકીને મંદિરિયામાં જાગી રે. હો મીઠા.

વૃંદા તે વનને મારગ જાતાં,
મળિયો છે સ્યામ સોહાગી રે. હો મીઠા.

મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર,
તેં ભવની ભટકણ ભાગી રે. હો મીઠા.

## પદ ૬ ઠું (મોરલી)

બોહોત ગુમાન ભરી રે મોરલી! તુંબા. ટેક

જાત ભાત તેરી કાંઇએ ના જાનું, જંગલકી લકડી રે. મોરલી.
બેઠી તખતપર રાજ કરત હે, મોહન અધર ધરી રે. મોરલી.
બૃંદા રે બનકી કુંજ ગલનમે, એ રાધેસું ઝગરી રે. મોરલી.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણમાં ચિત્ત ધરી રે. મોરલી.

## પદ ૭ મું

હોતા જાજો મહારાજ! મારે મોહોલે હોતા જાજો રાજ! ટેક

કબકી મેં ઠાડી સાહેબા અરજ કરૂં છૂં;
એતની અરજ માનો મોરા રાજ! મારે.

જન્મોજન્મની તારી દાસી હૂં સાહેબા!
તૂં તો મારો સરદાર. મારે.

મોરે રે આંગણે પીપલી ઉપર મોર બોલે,
તેના શબ્દ સુણી હો રે આવજો.
રસિયા માજમ રાત. મારે.

બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
ચરણ— કમળ બલિહાર. મારે.

### પદ ૮ મું

અબ ના ભરૂં રે, કા'નડ! ગાગર, અબ ના ભરૂં રે.
જળ જમનાજી કો ઘાટ દોહીલો,
ધીરે ધીરે પાવ ધરૂં રે. કા'નડ!
પવન વાય, ઉડ જાય મોરી ચુંદડિયાં,
દુર્જન લાજે મરૂં રે. કા'નડ!
જગરત જગરત કાનુડો જગરત,
બેડલું ને ભારે મરૂં રે. કા'નડ!
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
ચરણમાં ચિત્ત ધરૂં રે. કા'નડ!

### પદ ૯ મું

લાગત બુંદ કટારી, પીયા બિન લાગત બુંદ કટારી.—ટેક
કાળી પીળી બાદલ, બીજલી સી ચમકે.
જાઉ તો ભીંજે મોરી સાડી. પીયા.
મકના બે હાથી ધરત અંબાડી,
અંકુશ દે દે મેં હારી. પીયા.
જીન કે પીયા પરદેશ પધારે,
સોચ કેહું જીવત નારી. પીયા.
ક્ષણ એક ઘરમેં, ક્ષણ એક બહારી,
ક્ષણ એક આસમાન અટારી. પીયા.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર,
ચરણ કમળ બલિહારી. પીયા.

## પદ ૧૦ મું

રંગ ભીંજી ગોવાલણી આવે, મદમાતી ગોવાલણી આવે.—ટેક

ઝમઝુમ ઝમઝુમ નેપૂર વાજે,
ગોપી હંસની ચાલ ચલાવે. મદ માતી.

કાન બીચ કુંડળ ઝાલ ઝબુકે,
ગોપી મોતીડે માંગ સમારે. મદ માતી.

ચુઆ ચંદન ઓર અરગજા,
ગોપી કેસરી આડ બનાવે. મદ માતી.

કર પર ચૂડી, ચૂડી પર કાંકણુ,
ગોપી દર્પણુ મુખ નિહાળે. મદ માતી.

શિરપર કળશ, કળશપર ઝારી,
ગોપી જળ જમના ભરી લાવે. મદ માતી.

---

# સિદ્ધરાજ ને જશમાના ઐતિહાસિક[1]

## રાસડો (૧)

રાજા બેઠા ભરિ રે દરબાર,
જાચક આવ્યા જાચવા.
સર્વે નારી ભણે રાજા.

રાજા રે જશમાનું રૂપ,
એ રે નારી તમ ઘર શોભતી. સર્વે.

---

૧ કોઈ એક સમયે માળવાના એક રહેવાસીએ આવીને સિદ્ધરાજની આગળ જશમા ઓડણના રૂપનાં વખાણ કર્યાં. રાજાએ તેને મળવાને પ્રયત્ન કરયા, પણ સર્વ નિષ્ફળ ગયા. છેવટે, પાટણ આગળ તેણે સહસ્રલિંગ તળાવ ખોદાવવા માંડ્યું ત્યારે દૂધમલ ચાવડો જે પોતાનો બનેવી હતો તેને માળવેથી ઓડ, અને ઓડણોને લાવવા મોકલ્યો. દૂધમલ તેમને તેડવા ગયો, અને તેમને ગામ જઈ તેઓને કહેવા લાગ્યો કે, સિદ્ધરાજ સોલંકીને વિશાલ તળાવ ખોદાવવું છે એટલા માટે ઘણા ઓડ અને ઓડણોનો ખપ છે. આવું સાંભળી જશમા પોતાની નાતના લોકોને એકઠા કરીને પોતાના ધણીને લઇને પાટણ આવી. સિદ્ધરાજે આજ્ઞા કરી કે બીજા ઓડને નગરની બહાર ઉતારો આપવો, પણ જશમાને મહેલમાં આણવી. જશમાએ તેની ના કહી, અને બોલી કે "મહેલમાં તો રાણીઓ સૂવે, ઓડણને તો ભોંય ઉપર જ પડી રહેવું શોભે." જ્યારે તળાવ ખોદાવા માંડ્યું ત્યારે રાજા પોતે આવી તપાસ રાખવા બેસતો, તેને જશમાનો ઘણો મોહ લાગ્યો. તેણે તેને કહ્યું: "જશમા! આવડો બધો માટીનો ભાર ઉચકતી નહિ, એથી તારૂં શરીર બગડશે." તે બોલી: "એ વાતની કાંઇ ચિંતા તારે કરવાની નથી." ત્યારે તેણે કહ્યું કે, તું તારા બાળકને સંભાળ, ને બીજી ઓડણોને માટી લેવા દે." તેણિયે ઉત્તર આપ્યું: "આમલીની ડાળિયે મેં એની ઝોળી બાંધી છે ત્યાં આવતી જતી હું એને હિંચકા નાંખું છું."

રાજાએ મેલ્યા બારીગર બે ચાર.
કે જાઓ રે જશમાને તેડવા. સર્વે.

ગાયો ચારતલ ભાઇ રે ગોવાળ!
કે ક્યાં રે વાસો ઓડા તણો ? સર્વે.

ખિરખિરીઆરડી વાડ,
કે ધૂઘરીઆળો ઝાંપલો. સર્વે.

કાગળ દીધો જશમાને હાથ,
કે જશમાએ વાંચીને માથૂં ધૂણિયૂં. સર્વે.

જશમાએ દીધો સસરાને હાથ,
સસરે વાંચીને માથૂં ધૂણિયૂં: સર્વે.

"વહુ ! તારૂં રૂપ સુરૂપ,
એણે રે રૂપે લાંછન લાગશે." સર્વે.

"સસરા ! તું હૈયડે મ હાર,
નહિ રે ટળું જશમા ઓડણી." સર્વે.

---

જ્યારે ખોદવાનું કામ પૂરૂં થયું ત્યારે રાજાએ બધા ઓડને તેમની મજૂરી ચૂકાવી આપી, પણ જશમાને કહ્યું કે, "તું તો હમણાં રેહેજે તને પછીથી આપીશું." બીજા ઓડને જવાની રાજાએ આજ્ઞા આપી, તેઓની સાથે જશમા પણ છાનીમાની જતી રહી. રાજાએ જ્યારે આ વાત જાણી ત્યારે અસ્વાર થઇને મોઢેરા સુધી તેમની પછવાડે દોડ કરીને કેટલાક ઓડને ઠેર કર્યા. તે ઉપરથી જશમાએ પોતાના પેટમાં કટાર મારી, અને મરતાં મરતાં શાપ દીધો કે "એ તળાવમાં પાણી ટકશે નહિ." (રાસમાળા ભાગ ૧ લો આવૃત્તિ ત્રીજી; પૃષ્ઠ ૧૫૯ મું.)

જશમાને વારે છે બાપઃ
"મ જજે ધીઅઠી રે ગઢ માંડવે." સર્વે.

"ઘેલા બાપા! ઘેલડું શું બોલ,
એક વાર જાઉં ગઢ માંડવે." સર્વે.

હારો રે દળાવ્યા જશમાએ ઘઉં,
કળશી દળાવ્યો જશમાએ બાજરો. સર્વે.

વિજયા દશમ કેરી રાત,
ઓડાએ ઉચાળા ખડકિયા. સર્વે.

શરદ પૂનમ કેરી રાત,
ઓડાએ ઉચાળા પલાણિયા. સર્વે.

"ઓડાને ઉતારા દેવરાવો,
કે જશમાને ઉતારા મેડીએ." સર્વે.

"મેડીએ તારી રાણીને બેસાડ,
અમે રે ઓડાને ભલાં ઝૂપડાં." સર્વે.

"ઓડણોને દાતણિયાં દેવરાવો,
જશમાને દાતણ દાડમીઃ" સર્વે.

"દાતણ તારી રાણીને દેવરાવ,
અમો રે ઓડાને ભલી ઝીલડી." સર્વે.

"ઓડણોને ભોજનિયાં દેવરાવો,
જશમાને ભોજન લાડવો." સર્વે.

"લાડવા તારી રાણીને જમાડ,
અમો રે ઓડાને ભલી રાબડી." સર્વે.

" ઓડણોને મુખવાસિયા દેવરાવો,
જશમાને મુખવાસ એલચી." સર્વે.

" એલચી તારી રાણીને ખવરાવ,
અમે રે ઓડાને ભલી મોથડી.[1] " સર્વે.

" ઓડણોને પોઢણિયાં દેવરાવો,
જશમાને પોઢણ ઢોલિયો." સર્વે.

" ઢોલિયે તારી રાણીને સુવરાવ,
અમે રે ઓડાને ભલી ગોદડી." સર્વે.

" જશમા! ઓડણ હાલો મારે દ્વાર,
કહો તો બતાવું મારી રાણિયો." સર્વે.

" જેવું તારી રાણીયોનું રૂપ,
તેવી રે મારે ઘેર ભોજાઇયો." સર્વે.

"જશમા! ઓડણ અમારે ઘર હાલ,
કહો તો બતાવું મારા કુંવરો." સર્વે.

" જેવું તારા કુંવરોનું રૂપ,
તેવા રે મારે ઘેર ભત્રીજા." સર્વે.

" જશમા! ઓડણ હાલો મારે દ્વાર,
કહો તો બતાવું મારા હાથિયો." સર્વે.

" જેવું તારા હાથિયોનું રૂપ,
તેવી રે મારે ઘેર ભેંસડી." સર્વે.

---

૧ નાગરમોથ.

"કેવડું ખણાવશો તલાવ ?
કેવડી ખણાવશો તલવાડી ?" સર્વે.

"લાખે ખણાવશું તલાવ,
અધ લાખે તલાવડી." સર્વે.

"જશમા ! તારો પરણ્યો દેખાડ,
કિયો રે જશમા ! તારો ઘરધણી ?" સર્વે.

"સોનઘયો હીંસે છે હાથ,
રૂપલા વેઢ ઓડા તણા." સર્વે.

"જશમા ! માટી થોડેરી ઉપાડ,
તારી રે કેડે લિચ્ચક લાગશે." સર્વે.

"ઘેલા રાજા ! ઘેલડું શું બોલ ?
એહ રે અમારો કસબ થયો." સર્વે. (૩૬)

---

## જશમા ઓડણનો રાસડો (૨)

( ફતેહમલ! બંધ'તી કાંકરીએ તળાવ, કાંટો રે વાગ્યો પાકા ખેરનો* )

રાજા પ્હોઢયો મંદિર મેડી મોઝાર, રાણી રાજાને રીઝવે. રાજા પ્હોઢયો.

પાછલી પરોઢની રાત, રાણીએ રાજા જગાડીયો,
ઉઠ રાજા! પોઢંતો જાગ, પાણી વિના પોરા મરે.

બળ્યો તારો પાટણ દેશ, પાણી વિના પોરા મરે,
રૂડો મારો સાવક દેશ, સાવજડાં સો જળ પીએ.

તેડાવો દૂધમલ ભાણેજ, ઓડોને લખી કાગળ મોકલે.
લીલી ઘોડી પાતળીયો સ્વાર, દૂધમલ આવીને ઊતર્યો.
ઉઠ દાસી ! દીવડો અજવાળ, દીવાની હલાલે કાગળ લખવા.

શેની બાઈ! વણું રે દીવેટ? શેનો રે અજવાળું દીવડો?

નરમાની વણુ રે દીવેટ, ઘીનો અજવાળ ઝમરખ દીવડો.

કેટલા લખૂં મામાજી! ઓડ? કેટલી લખૂં મામા! ઓડણી?

અદ લાખ લખ ભાણેજ! ઓડ, સવા લાખ લખો ભાણેજ! ઓડણી,

કાગદ આલ્યા બારોટાંને હાથ રાય. રે બારોટોએ બાથા ભીડીયા.

મૂળજી ખેડયો માઝમ રાત, વાગડ જઈ વાસો વસ્યો.
ગાયો ચારંતા ગાયોના ગોવાળ! કીયા રે જશમાના ઓરડા?

હૂં એ ન જાણું મારા વીર! આઘેરો જઈ ઘર પૂછજે.

હળ રે ખેડંતા ખેડૂઆળ! કીયા રે જસમાના ઓરડા?

હૂં એ ન જાણું મારા વીર! આઘેરો જઈ ઘર પૂછજે.

---

* અમદાવાદના મજુરોનું એક કંઠસ્થ જૂનું ગીત.

ભાત રે ભાવંતી ભાતવાર ! કીયા રે જશમાના ઓરડા ?
હું એ ન જાણું મારા વીર ! આઘેરા જઈ ઘર પૂછજો.
છાણું રે વેણુંતી છાંણુકેર ! કીયા રે જશમાના ઓરડા ?
હું એ ન જાણું મારા વીર ! આઘેરા જઇ ઘર પૂછજો.
પાણી રે ભરંતી પાણીયાર ! કીયા રે જશમાના ઓરડા ?
હું એ ન જાણું મારા વીર ! આઘેરા જઈ ઘર પૂછજો.
ચોરે બેઠલ ચારણ ભાટ ! કીયા રે જશમાના ઓરડા ?
હું એ ન જાણું મારા વીર ! આઘેરા જઇ ઘર પૂછજો.
શેરી રમતલાં નાનાં રે બાળ ! કીયા રે જશમાના ઓરડા ?
સોઢે જડી રે પડસાળ, ઘૂઘરીઆળો જશમાનો ઝાંપલો,
બારણે બીજોરીનું ઝાડ, ચોકમાં પારસ પીંપળો.
ઊંચી મેડી અગનાશ, પોપટ ભણંતા પાંજરે,
વળી વેરાંણાં રે હીર, મોભારે મોતી જડયાં.
બારસાખે બેઠા ગણેશ, સાખે બેઠી પૂતળી,
હેમનો ચૂડીલો બાઈને હાથ, સાંગામાંચી હેમનાં બેસણાં.
આથમણી વાળી રે મૂઠ, ઉગમણું તે દાતણ કરે.
કાગદ આલ્યો જશમાને હાથ, જશમાએ આલ્યાં બેસણાં.
બારોટે કર્યા રે જૂહાર, જશમાએ આશિષ સંભળાવીયાં,
અક્ષર વાંચ્યા એહને બેય, જશમાની આંખે આંસું ઢળ્યાં.
આપેનૂં કર્યો રે વિચાર, કચેરીએથી જેહને બોલાવીયા.
ઘેલી જશમા ! ઘેલૂં ન બોલ, એ દેશે આપણુ ન જાઇએ.

એ દેશના ફૂડીલા લોક, ફુડીલા લખી કાગદ મોકલે.
આપેશૂં કર્યો રે વિચાર, ચોરેથી સસરો બોલાવીયા.
ઘેલી જશમા! ઘેલૂં ન બોલ, એ દેશે આપણ ન જાઇએ,
એ દેશના ઠગારા લોક, ઠગીને કાગદ લખી મોકલે.
આપેશૂં કર્યો રે વિચાર, પોઢંતા પિયૂ જગાડીયા,
અદ લાખ સૂંઢાડો ઓડ, સવા લાખ સૂંઢાડો ઓડણી.
મળી રે ચાલી મેવાડ, પૂછેરૂં પાટણ રહ્યૂં,
રાજાને થઇ રે વધાઇ, રાજાજી સામા આવીયા.
ઓડાંને ગાંદરે ઉતાર, જશમાને મ્હેલ મેડી તણા.
મ્હોલે તારા કૂંવરોને બેસાડ, અમારે ઓડાંને ભલાં ગાંદરાં.
ઓડોને સાથરા નંખાવ, જશમાને હીંડોળે ખાટલા.
હીંડોળે તારા કુંવરો બેસાડ, અમારે ઓડાંને ભલા સાથરા.
ઓડોને ખીચડી નંખાવ, જશમાને કૂર[1] કમોદના.
કૂર તારા કૂંવરોને જમાડ, અમારે ઓડાંને ભલાં ખીચડાં.
ઓડોને તેલ ચલાવ, જશમાને ઘી ગવરી તણાં.
ઘી તારા કૂંવરોને ખવડાવ, અમારે ઓડાંને ભલાં તેલડાં.
જશમાજી! મારા મોહોલે આવ, તને દેખાડૂં મારી રાણીઓ.
તારી રાણીઓ તૂં જોઇ બેસ, રાણીઓ સરીખી મારે દાસીઓ.
જશમાજી! મારે માહોલે આવ, તને દેખાડૂં મારા કૂંવરો.

---

1 ભાત

તારા કુંવર તૂં જોઈ બેસ, કુંવર સરખા મારે જણુ ભાગીયા.[2]
જશમાજી ! મારે મોહોલે આવ, તને દેખાડું મારા હાથીયા.
તારા હાથી તૂં જોઈ બેસ, તારા હાથી સરીખાં મારે આખડલાં.
જશમાજી ! મારે મોહોલે આવ, તને દેખાડું મારા ઘોડીલા.
તારા ઘોડીલા તૂં જોઈ બેસ, ઘોડીલા સરખાં મારે ખોલકાં[3].
કઈ પાસ ગોડૂં રે રાજા ! તલાવ, કઈ પાસ ગોડૂં રે તલાવડી.
ઉગમણું ગોડ રે તલાવ, આથમણી ગોડ રે તલાવડી.
આછીશી રૂડી આંબલીયાની છાય, રાજાએ તંબુ તાણીયા,
ઉગમણા વાયરા રે વાય, જશમાના છેડા ફરકીયા.
જશમા ! માટી થોડીરી રે લે, કેડોની લંક લળી જશે.
ઘેલો રાજા ! ઘેલૂં ન બોલ, કેડોનો લંક લોઢે જડયો.
જશમા ! માટી થોડીરી રે લે, એ રે રૂખે તારાં છોકરાં.
પાળણું બાંધ્યૂં આંબલીયાની ડાલ, આવતાંજતાં નાંખૂં હીંચકાં.
કીયા તારા દીયર ને જેઠ ? કીયો રે જશમા ! તારો ધરધણી ?
સોના કેરો કોદાળો હાથ, લાલ લૂંગીની વાળી ગાતડી.
એ એના દીયર જેઠ, એ રે રાજા એનો ધરધણી,
માર્યા જશમાના દીયર જેઠ, માર્યો જશમાનો ધરધણી !
અદ લાખ માર્યા રે ઓડ ! સવા લાખ મારી રે ઓડણી !
લોહીના વરસ્યા રે વરસાત, તલવારે તાળી પડી.

---

૨ ચાકર ૩ ગધેડાં

નાળીએરના પોઠી મંગાવ, ઓડાંને તે ઉપર બાંધીએ,
ડોશીડાંનાં હાટ ઉઘડાવ, ઓડાંનાં ખાંપણ વ્હોરીએ.
અગર ચંદન કાઠી મંગાવ, ઓડાંને દાગ દેવરાવીએ.
રાજા! ઊંચેરું તું જો, સમળી ફરે સોના તણી.
રાજા ઊંચેરું જોવા જાય, જશમા રે જંપલાઇ ગયાં,
બળતેરી બોલું શરાપ, ઘણું રે જીવો રાજા વાંઝીયો !.
બળતેરી બોલું શરાપ, રૂપે ન સરજેશ ઓડણી.
જશમા તારે રે દરબાર, હૂં કેમ ન સરજ્યો પાણકો ?
આવા રૂડા જશમા ! તારા પાગ, પથરો જોણી (તું) પાની ઘસત.
જશમાજી ! તારે દરબાર હૂં કેમ ન સરજ્યો ખોલકો[1]?
આવા રૂડા જશમાના હાથ, કાને સાહી ખીલે બાંધતી.
જશમાજી ! તારે દરબાર, હૂં કેમ ન સરજ્યો સૂડલો ?
આવો રૂડો તારો રે કંઠ, હીરલો કહી બોલાવતી,
(પંક્તિ ૧૦૧).

---

૧ ગધેડો.

## જશમા ઓડણનો રાસડો * (૩)

સાસુ કહે છેઃ સાંભળો વહુ વારૂ!
એ મૂલકનાં ધૂતારૂ છે લોક, કે ધૂતી જશે જશમા ઓડણી.

પાછલી રાત ને પરોઢ, રાણીને સપનૂં લાધીયૂં,
ઉઠ દાસી! દીવડો અજવાળ, કાગદ આવ્યા રાજના.

શાની બાઇ! વણૂં રે દીવેટ? શાને રે અજવાળૂં ઝમરખ દીવડો?
ચંપાવરણી વણો રે દીવેટ, ભૂરી ભેંસોનાં ઘી ઘણાં.

બાળ્યાં બાળ્યાં સવામણ ઘી, સવારે કાગદીયાં ઊકલ્યાં,
કેટલા લખ્યા છે ઓડ, કેટલી લખી દાસી! ઓડણી.

અઘ લાખ લખીયા છે ઓડ બે લાખ લખી છે ઓડણી.
અરે બંકા રાજા! પ્હોઢયો હોય તો જાગ, ઓડ આવ્યા તલાવ ખોદવા.

આથમણાં ગોદો રે તલાવ, ઊગમણી ગોદો તલાવડી.

રાગ ફેર

હાં રે ખોદે ખોદે રે જશમા સહસ્ત્રલિંગમાં રે

એ તો માટી લઇને પાળપેં ચઢે છે રે. જશમા.
એનાં કંકુવરણાં પગલાં પડે છે રે. જશમા.
એની છાયા સૂરજમાં ભળે છે રે. જસમા.

હાંરે ખોદે ખોદે રે સરોવર સહસ્ત્રલિંગમાં રે. જસમા.

---

* દંતકથા છે કે, જશમા પૂર્વ જન્મમાં ઈંદ્રની અપ્સરા હતી, અને પાટણનો રાજા જયદેવ ઈંદ્રનો મિત્ર હતો. તેથી તે એક વખત સ્વર્ગમાં ગયો હતો. ત્યાં અપ્સરાનાં નૃત્ય થતાં હતાં. તે વખતે (અપ્સરાને) જશમાને જોઈ રાજા મોહ પામ્યો. પણ અપ્સરાએ રાજાનો ત્યાગ કર્યો. આથી એને મનુષ્ય રૂપે જન્મવા ઈંદ્રે શાપ આપ્યો. અને તેથી તે અપ્સરા જશમા રૂપે અવતરી હતી.

એના પરસેવાંનાં મોતીડાં ખરે છે રે. સરોવર.
રૂડીયા[1] રૂપાળાને સાથમાં શે આણ્યો રે ? સરોવર.
રાજા જાણશે તો બાંધશે દાવો રે. સરોવર.

રાગ ફેર

વાયુ વાયુ ઉગમણા વાય, જશમાનો છેડો ખસી ગયો રે.
જોયૂં રૂપાળી તારૂં રૂપ, જોયો રે ચતુરાઇભરયો ચોટલો રે.
જશમા ! માટી થોડેરી ઉપાડ, કેડોના લંક લળી જશે રે,
ઘેલા રાજા ! ઘેલૂં ન બોલ, અમારી કેડૂં લોઢે જડી રે.
અરે જશમા ! જમવાં પાંચ પકવાન, રૂડીયારે તું શું મોહ રહી રે ?
રૂડીયો છે પણ મારો એ ભરતાર, એના સમો બીજો કોઈ નથી રે.
જશમા ! તારે જોઇએ હીરનાં ચીર, ઓડાની લોબડીએ શું મોહી રે ?
હીરનાં ચીર તારી રાણીને પહેરાવ, અમારે ઓડાંને ભલી લોબડી રે.
ઘેલા રાજા ! ઘેલૂં ન બોલ, તારે સ્વાધીન થવાની નથી રે,
જશમા ! તારો સોરઠ પડયો મેલ, આવી રે જા પાટણ રાજને રે.
બળ્યો તારો પાટણવાડો દેશ, સારંગડાં તરસાએ મરે રે,
ભલો મારો સોરઠ દેશ, સારંગડાં કલ્લોલ કરે રે.
ઓડોને ઊતારા અપાવ, જશમાને ઉતારા રંગમહેલમાં રે,
મહેલે તારી રાણીને પોઢાડ, અમારે ઓડાંને ભલાં છાપરાં રે.
જશમા! તારે સોનાનો ચૂડીલો, કાચલીને ચૂડે શું મોહી રે,
સોના ચૂડો રાણીને પહેરાવ, અમારે ઓડાંને ભલી કાચલી રે.
ફટ ફટ રાજા! શો કીધો કેર ? ગરીબ ઓડાંને દુભાવીયાં રે,

અધૂરો.

---

[1] જસમાના ધણીનું નામ છે.

## જશમા ઓડણનો રાસડો (૪)

આણી તેડે છે ઓડ, હો રાયજી !
પેલી તેડે છે રાજા, જશમા ઓડણી.

રાજાની વસ્તી થોડી હો રાયજી !
ઓડોની વસ્તી ઘણી હો રાયજી !

જશમા જતી નિત માળ, હો રાયજી !
રાજા શિકાર કરવા સંચર્યો રે. જશમા.

રાજાએ દેખ્યું છે રૂપ હો રાયજી !
આ તો કૌતક કહેવાય, હો રાયજી !

જાણે છે વિજળીનું રૂપ, હો રાયજી !
જાણે ચંદ્રમાનું તેજ રે. જશમા.

રાજા કહે છે વજીર હો રાયજી !
પેલું તે શું એ કહેવાય ? હો રાયજી !

એ છે ઓડણની જાત, હો રાયજી !
એનું રૂપ એ વિજળી, હો રાયજી !

એ છે જશમા સતી, હો રાયજી !

રાજા કહે છે વજીર, હો રાયજી !

મારે જોઇએ પટરાણી, હો રાયજી !
રાજા મૂર્છા ખાઇને પડયો રે. જશમા.

પ્રધાન કહે છે રાજા ! હો રાયજી !
એ રાણી નહીં થાય, હો રાયજી !

ઘેર બહુને કાંઈ કહો, હો રાયજી!
તમારા ભાણેજ બળવાન, હો રાયજી!

એ છે અક્કલના બળવાન, હો રાયજી!
એ રે રાણી આણી આલશે રે. જશમા.

રાજા ગયો રે ઘેર, હો રાયજી!
રાણી બધી ટોળે મળી રે. જશમા.

એક રાણી બોલી છે, હો રાયજી!
રાજાનાં દુખ્યાં માથાં, હો રાયજી!
રાજા ક્રોધી ત્યાંથી થયા, હો રાયજી. જશમા.

તમે મૂકોને બકવાદ, હો રાયજી!
આજે ગયો'તો વન, હો રાયજી!

ત્યાં રે દેખી એક નાર, હો રાયજી!
એ છે વિજળીનું રૂપ, હો રાયજી!

તેની આગળ તમે કાળી, હો રાયજી!
તમે લાવોને રાણી રે. જશમા.

એક બોલી છે રાણી, હો રાયજી!
પાછલી પરોઢીયાની રાત, હો રાયજી!

રાજા! તું સુતેલો જાગ, હો રાયજી!
પશુપંખી તરસે મરે, હો રાયજી!

રાજા ઉઠી બેઠો થયો, હો રાયજી!
ઘોડે ઘોડે સવાર, હો રાયજી!
દુધમલ ભાણેજ આણ્યાં મોકલ્યાં રે. જશમા.

ચઢે ઘોડે ભાણેજ આવ્યો હો રાયજી !
આજે પડયો તમારો ખપ. હો રાયજી !
મારી હઠ પૂરી કરો, હો રાયજી !
તમે લાવો મારે રાણી રે. જશમા.

ચઢે ઘોડે ભાણેજ ચાલ્યા, હો રાયજી !
ભારે પડયાં મામા ! કામ. હો રાયજી !
આજે ગયો તો વન, હો રાયજી !
ત્યાં રે દેખી વિજળી રૂપ. હો રાયજી !

તે રે જોઇએ પટરાણી, હો રાયજી !
હઠો પૂરી ના થાય. હો રાયજી !
એ તો જશમા રતિ રૂપ, હો રાયજી !
એ રે રાજા ! ના લવાય. હો રાયજી !
એ નહીં થાય પટરાણી રે. જશમા.

ફાવે કરો કાંઈ ઉપાય હો રાયજી !
રાજાનૂં કહેવાય રાજ હો રાયજી !
ઉગમણું ગોદાવો તળાવ હો રાયજી !
આથમણી ગોદાવો તલાવડી. હો રાયજી !

ઓડોને તેડવા મોકલો હો રાયજી !
જશમા તેડી સૌ આવે. હો રાયજી !
સર્વ લોક વહેલા આવો. હો રાયજી. જશમા.

સારૂં, કહ્યૂં ભાણેજ હો ! રાયજી !
તારી મામીનો વિચાર. હો રાયજી !

તારો બંનેનો મત એક. હો રાયજી !
લાવો કાગળ ને ખડીયો. હો રાયજી !

કેટલા લખું મામા ! ઓડ. હો રાયજી !

એક લાખ લખજો ઓડ. હો રાયજી !

અધ લાખ લખજો ઓડણી હો રાયજી !
કેટલા લખું મામા ! ટોપલા. હો રાયજી!

એક લાખ લખજો ટોપલા, હો રાયજી !
અધ લાખ લખજો છાલકાં. હો રાયજી !

કેટલા લખું મામા ! પાવડા, હો રાયજી !
કેટલા લખું મામા ! એહવા(?)રે. જશમા.

એક લાખ લખજો પાવડા, હો રાયજી !
અધલાખ લખજો એહવા હો રાયજી !

કેટલી લખું મામા ! પોઠો હો રાયજી !
કેટલાં લખું મામા ! છાલકાં રે. જશમા.

એક લાખ લખજો પોઠો હો રાયજી !
અધ લાખ લખજો છાલકાં. હો રાયજી !

કાગળ આપ્યો બારોટને હાથ હો રાયજી!
પૂછી ઘર શોધી કાઢશે રે. જશમા.

ગાયો ચારંતા ગોવાળ ! હો રાયજી !
કીયા જશમાના મહેલ ? હો રાયજી !

હૂં એ ન જાણું બારોટ ! હો રાયજી !
આઘે જઈ મહોલ પૂછજો. હો રાયજી !

પાણી ભરંતી પાણીઆરી ! હો રાયજી !
કીયા જશમાના મહેલ ? હો રાયજી !

હું એ ન જાણું બારોટ ! હો રાયજી !
આઘે જતાં મહેલ પૂછજો રે. જશમા.

રેંટીયો કાંતતી ડોશીઓ ! હો રાયજી !
કીયા જશમાના મહેલ ? હો રાયજી !

ઉંચી મેડી છે અગાશીઓ હો રાયજી !
બારણે ચાંદીનાં કમાડ હો રાયજી !
ઘરમાં હીંડોળા ખાટ છે રે. જશમા.

બારણે બેઠા હશે સસરા હો રાયજી !
મેડીએ હશે એમના જેઠ. હો રાયજી!

પરશાળે હશે સાસુ હો રાયજી !
દેરાણી નણદી સાથે હશે. હો રાયજી !

સોનાની સળીએ દાતણ કરે હો રાયજી !
દૂધડે પ્રખાળે મુખ હો રાયજી !
જશમા કરતાં બધું કામ રે. જશમા.

કાગળ આપ્યો સસરાને હાથ હો રાયજી!
સસરા વાંચે ને આંસુ ઢળે. હો રાયજી !

આજે ના જશો કોઈ માળ હો રાયજી!

કાગળ આપ્યા જેઠને હાથ. હો રાયજી !
કાગળ વાંચે ને આંસૂં ઢળે રે. જશમા.

આજે જશો ના માળ હો રાયજી !
કાગળ આલ્યા દીયરને હાથ. હો રાયજી!
કાગળ વાંચે ને આંસૂં ઢળે રે. જશમા.

આજે ના જશો ભાભી ! માળ હો રાયજી !
મારવાડનો રાજા કજાત. હો રાયજી !
અમને મારીને તમને રાખશે રે. જશમા.

કાગળ આલ્યા સ્વામીને હાથ હો રાયજી !
કાગળ વાંચે ને આંસૂં ઢળે રે. જશમાં.

આજે ના જશો ગોરી ! માળ હો રાયજી !
મારવાડનો રાજા કજાત હો રાયજી !
અમને મારીને તમને રાખશે રે. જશમા.

રાજા જેસિંગને જઈ મળું રે હો રાયજી!
કહ્યું માનો ને ગોરી! આજ, હો રાયજી!

રાજાની બુદ્ધિ થોડી હો રાયજી !
રાજાને જિતી પાછી વળું રે. જશમા.

લીધું બે લાખ લશ્કર હો રાયજી !
જશમા ચાલ્યાં તેણી વાર હો રાયજી !

ક્યાં રે ગયો રાજા પાપીયો ? હો રાયજી!
મારૂં બધું માણસ તપે હો રાયજી !
બધું માણસ ભૂખે મરે રે. જશમા.

રાજા ! તું સુખથી બોલ હો રાયજી !
મારાં ઓડાંનું કામ દેખાડ હો રાયજી.

ઉગમણું ગોદો તળાવ હો રાયજી !
આથમણી ગોદો રે તળાવડી રે. જશમા.

ઓડાને આપો ખીચડું. હો રાયજી !
ઓડણને આપો ઘઉં રે. જશમા.

ઓડાને આપો તેલ હો રાયજી !
જશમાને આપો ઘી રે. જશમા.

રાજા ફરતો ફરતો જાય હો રાયજી !
જશમા ! તું હળવી હળવી ગોદ. હો રાયજી !
કૂંળી આંગળીઓ લચી પડે રે. જશમા.

રાજા! તું સંભાળી બોલ, હો રાયજી !
સાંભળે મારા દીયર ને જેઠ. હો રાયજી !
કૂડ કપટ કેમ બોલીયે રે. જશમા.

જશમા ! તું મારે મહેલ આવ હો રાયજી !
તને દેખાડું મારા હાથીયા રે. જશમા.

તારા હાથીમાં શું દેખવું ? હો રાયજી !
તેથી મોટા મારા ખોલકા રે. જશમા.

જશમા! તું મારે મહેલ આવ હો રાયજી!
તને દેખાડું મારા ઘોડલા રે. જશમા.

તારા ઘોડામાં શું દેખવું ? હો રાયજી !
એથી મોટા મારા કૂતરા રે. જશમા.

જશમા ! તું મારે મહેલ આવ હો રાયજી !
તને દેખાડું મારા કુંવરો હો રાયજી. જશમા.

તારા કુંવરમાં શું દેખવું ? હો રાયજી !
એથી મોટા મારા ઓડ રે. જશમા.

જશમા ! તું મારે મહેલ આવ, હો રાયજી !
તને દેખાડું મારી રાણીઓ રે. જશમા.

તારી રાણીઓમાં શું દેખવું ? હો રાયજી !
તેથી મોટી મારી ઓડણી. હો રાયજી !

જશમા ! તું મારે મહેલ આવ હો રાયજી !
તારે તે વન ના જોઇએ હો રાયજી !

તારા મહેલોમાં શું દેખવું ? હો રાયજી !
તેથી મોટી મારી ઝૂંપડી રે. જશમા.

મહેનત કરશે બીજી ઓડણો હો રાયજી !
તારે જોઇએ પલંગ હો રાયજી !

તારે માથે નથી મહેનત હો રાયજી !

રાજા ! તું સંભાળી બોલ હો રાયજી !

મારી છે ઓડણની જાત. હો રાયજી !
મહેનત કરી પેટ ભરીએ. હો રાયજી !

બેઠે દા'ડા ના જાય હો રાયજી !
પારકા જીવનો હિંસક. હો રાયજી !
રાજા કપટથી ના બોલ. રે. જશમા.

જશમા ! કરોને કંસાર હો રાયજી !
તારા કંસારમાં શું ખાવું ? હો રાયજી !
તેથી ગળી મારી ભેંસ રે. જશમા.

એક લાખ માર્યો છે ઓડ, હો રાયજી !
અધ લાખ મારી છે ઓડણી રે. જશમા.

જશમા ! તું મારે મહેલ ચાલ, હો રાયજી !

રાજા ! તું પાપી ના બોલ હો રાયજી !
રાજાનું શું હોય કામ ? હો રાયજી !
બધી રૈયતને પાળવી હો રાયજી !
બધી રૈયતને તેં મારી રે. જશમા.

જશમા ! તું મારે મહેલ ચાલ હો રાયજી !
શા રે કારણથી પૂજૂં ? હો રાયજી !
રાજા ! ભ્રષ્ટબુદ્ધિ ના બોલ હો રાયજી !
અધ લાખ મારી મારી ઓડણી હો રાયજી !
ક્યારે :પાપી તું છૂટીશ રે ? જશમા.
જશમા! તું મહેલ આવ હો રાયજી !

છેલા છે રાજા ! જૂહાર હો રાયજી !
એક વાર સાંભળને વાત હો રાયજી !
સુખડ ચંદનની ચેહ ખડકાવ હો રાયજી !
બધાં ઓડોને સીંકાળ હો રાયજી !
બધી ઓડણી સીંકાળ હો રાયજી !
બધાં મડદાં બાળી મેલ રે. જશમા.
જશમા ! તૂં મારે મહેલ આવ હો રાયજી !

રાજા ! તું સાંભળ વાત હો રાયજી !
ઉંચું ભાળીને જોને હો રાયજી !
પશુ પંખી બળી મરે રે. જશમા.

જીવ બચાવ પશુનો હો રાયજી!

ઉંચે ભાળીને જૂએ રાજા હો રાયજી!
જશમાએ ચેહમાં પડતાં નાંખિયાં રે. જશમા.

રાજા! તું શું જોઈ રહ્યો? હો રાયજી!
નાંખને ચેહમાં પડતાં હો રાયજી!

ત્યારે તને કહું રાજા! હો રાયજી!
રાજાને દેઉ શાપ હો રાયજી!

માની કૂખને શાપ રે. જશમા.
કોઇ ના થશો રૂપ હો રાયજી!
માથે ના લેશો બથ્થા[1] હો રાયજી!

માથે ના ઘાલશો ધુપેલ હો રાયજી!
કપાળે ચાંલ્લો ના કરશો હો રાયજી!
રાતો ચુડીલો ના પહેરશો હો રાયજી!
ઓડણ હજો કદરૂપી રે. જશમા.

જશમાએ અગ્નિ પ્રકટાવાયો હો રાયજી!
જમણે અંગૂઠે પ્રકટાવી ઝાળ હો રાયજી!
જશમા પોતે બળી મૂઆં રે. જશમા.

રાજા ગયો ફીકે મોંડે હો રાયજી!
રાજા કહે છે ભાણેજ! હો રાયજી!
તારો ખરો પડયો બોલ હો રાયજી!

મેં ના જિતાઇ જશમા હો રાયજી!
જજવેલ ભાણેજ થયા આંધળા રે. જશમા.

---

૧ જશમાના મરતી વખતના કહેવા પ્રમાણે આજ પણ ઓડણો ચોટલાં વાળતાં બથ્થા લેતી નથી, ધૂપેલ ઘાલતી નથી, કપાળે ચાંલ્લા કરતી નથી, તેમ રાતા ચૂડા પહેરતી નથી. વળી તેની નાતમાં રૂપવાળી સ્ત્રીઓ બહુધા બહુ રૂપાળી પણ જોવામાં આવતી નથી.

# સિદ્ધરાજ જયસિંહ અને જશમાનો સંવાદ

## ગરબી

(રાગ પુનમચંદનીનો, સાખી વગર ગાવાનો)

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે,
સાચો સબળો પેલો સોળંકી સીધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે.

તેણે લોકો કાજે વાવ કુવા બંધાવિયા રે,
મોટાં માન સરોવર, દેવળ, ધામ વિશાળ;
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવિયા રે.

તેણે પાટણ પાસે સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક;
નાંખે ઓડણો મટોડું મથે વહી પરૂં રે.

પાળે વડને ડાળે ઝૂલે બાળક પારણે રે,
માટી વહેતાં જશમા ઝૂલાવે નિજ બાળ;
વળતાં મુખડૂં પેખી જાય કુંવરને વારણે રે.

સાદે વેશે ફરતાં રાજાએ પેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઇને રાજા કહે છે સુણ તૂં સુંદરી! રે,

સિદ્ધ—માટી વહેવાને આ કોમળ કાય કરી નથી રે,
પાળે બેસીને તૂં રીઝવ તારૂં બાળ;
બીજી ઓડણો છો કામ કરે તારી વતી રે.

જશમા—જશમા કહે છેઃ "રાજા! કાય કસી ખાવું ગમે રે,
મૂજને બેસી રહેતાં બાધે અંગે રોગ;
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદિ રે."
સિદ્ધ—"જશમા! જંગલમાં વસવાને તું સરજી નથી રે,
મારા નગર તણો તું આવાને જો નોક;
પાટણપુરની શોભા તૂજને હું શું કહૂં કથી રે?"
જશમા—"નગરે અંધારી શેરી રે ને ઉંચી મેડીઓ રે,
તેમાં માણુસ આડે ચાલ્યાનો નહિ માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખૂં કીડીઓ રે."
સિદ્ધ—"જશમા! માણુસ બહૂ રે પેખીને શું ઘેલી બને રે?
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખિસ્કોલી સાકર સ્વાદનો રે."
જશમા—"રાજા! મેલાં મન માણુસનાં, મેલા શહેરમાં રે,
મેલી ગલીઓમાં બહૂ મારે છે દુર્ગંધ;
મેલા ઝેર તણા જીવો, છો જીવે ઝેરમાં રે."
સિદ્ધ—"જશમા! રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચે ખીલે ફૂલ ગુલાબ;
જળના હોજ, ફુવારા ઉડે, આવી જોશથી રે."
જશમા—"રાવ! બાગ બગીચા જંગલ આગળ ધૂળ છે રે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોંઘે મૂલ છે રે."
સિદ્ધ—"જશમા! જંગલની વાતો તું આજ વિસારજે રે,
મીઠાં નરઘાં ને સારંગી કેરા સૂર;
ગાયન સૂણવાને માટે તું શહેર પધારજે રે."

જશમા—"રાજા! નવ રીઝું નરખાં સારંગી સૂરથી રે,
મેનાં મોર બપૈયે ટેવ્યા છે મુજ કાન;
તો તો કોયલના ટૌકાની તો કહેતી નથી રે."
સિદ્ધ—"ઓડણ! આવો તો ઉતારૂં મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રિય જનો માનીને નિશદિન પાળીએ રે."
જશમા—"મારે ઓડણને ઉતરવા જોઇએ ઝૂંપડી રે,
મેડી માળે મૂજને ચઢતાં આવે ફેર;
પડતાં પગ ભાગે કે કાયા થાશે કૂબડી રે."
સિદ્ધ—"ઓડણ! આવો તો પીરસાવૂં મેવા ચૂરમાં રે,
ઝૂલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર;
તેને પેખીને હરખાશો ઓડણ ઉરમાં રે."
જશમા—"મારે ઓડણને તો જોઇએ વાળુ ભેંશનાં રે,
રાજા! શું છે મારે હય હાથીનૂં કામ?
દહીં ને દુધ મઝેનાં મારે ભૂરી ભેંશનાં રે."
સિદ્ધ—"ઓડણ! માગી લ્યોને આછા સાળુ ઓઢણાં રે,
હીરા, માણેક મોતી સોનાના શણગાર;
આવી કાંચનવરણી કાયા પર શોભે ઘણાં રે."
જશમા—"છાયલ ટકશે, આછા સાળુ તો ફાટી જશે રે,
નાંખૂં ઘાસ ચનોઠી ગાંઠી કંઠે હાર;
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીઝશે રે."
સિદ્ધ—"જશમા! કહે મુજને તૂં કેવો છે તારો પતિ રે?
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે."

જશમા—"પેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળીડામાં બ્હેકે છે બહુ ફૂલ;
એના કોદળાના ઘાથી ધરતી ધ્રુજતી રે."
સિદ્ધ—"જોને કામ કરંતાં ન્યાળે એ તારા ભણી રે,
એના મનમાં તારો પૂરો નહિ વિશ્વાસ,
તારી બૂજ ન જાણે જશમા! એ તારો ધણી રે."
જશમા—"રાજા! સાચાને ભે લેશ નથી સંસારમાં રે,
મારા વરને મારો સંપૂરણ વિશ્વાસ;
હૂં તો અન્ય જનોને ભાઈ ગણી રહૂં ભારમાં રે."
સિદ્ધ—"જશમા! રાજા ને રાણાને હૂં તાબે કરૂં રે,
મોટા મહારથી પણ નવ આપે સામો બોલ;
તારા આગળ હૂં નવ અમલ ચલાવા આદરૂં રે."
જશમા—"રાજા! કાયા ને માયા પર બળ નૃપનૂં વસ્યૂં રે,
પ્રભુએ જીવ ધર્યો છે જૂદો કાયા માંહ્ય;
ભારે ભૂપ તણું પણ તે પર નવ ચાલે કશૂં રે?"
સિદ્ધ—"જશમા! દૃઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતિને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગનાં સુખ માટે મન મુંઝાય છે રે."
જશમા—"રાજા! કોઈ ન જાણે "કાલે મારૂં શૂં થશે રે,"
એવી અલ્પ જીંદગી માણે સૌ આ લોક;
રૂડી રહેણી સુખ પરલોકે પૂર જ આપશે રે."
સિદ્ધ—"જશમા! પહેલૂં કે આ બીજૂં પરણુત તાહરૂં રે,?
ઓડણ! કેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ?
મારા મહેલ તણું સુખ ઝૂંપડીએ આવી હર્યૂં રે."

જશમા—"રાજા આ લોકે, પર લોકે, મારે એ પતિ રે,
પ્રીતે પરણ્યા માટે છોડૂં મારા પ્રાણ;
એના શત્રુનૂં હૂં સુખ કદિ જોતી નથી રે."
કવિ—એવૂં કહીને જશમા ટોપલી લઇ પાછી ફરી રે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઈ છે જશમાના પતિવ્રતની ખાતરી રે.[1]

---

૧ સ્વ. બાપાલાલ ભાઇશંકર ભટ્ટકૃત 'સુબોધ ગરબાવળી,' આવૃત્તિ ચોથી પૃષ્ઠ ૭૩ થી ૭૬ સુધીમાંથી ઉતારો.

આ રાસડાનો લેખ, મુંબઈની આઠમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌માં મંજુર થવાથી લેખકે વાંચ્યો હતો; તેમાંથી ફક્ત કવિતાઓ લઇ બાકીનો ભાગ છોડી દેવામાં આવ્યો છે.

# શશિકલાકાવ્યની પૂર્તિ

૧ **હરિ-हृ** નાશ કરી, હરી લીધી. ૨ **વિપ્રવિરહિ**-બ્રાહ્મણના વિરહમાં. ૩ **ભટ-भट्ट** વીરનર, **દહી**-બળી. દુઃખથી દગ્ધ થઇ. दग्धा. ૪ **ઉદધિ**-સમુદ્ર. ૫ **અણુચિંતવ્યિ**-ખ્યાલ વગર, અચાનક. ૭ **નવિ**-નવ, નહિ. **વિરહાનલ**-વિરહ રૂપી અગ્નિ; વિરહના દુઃખનો અગ્નિ. **આવિ**-આવે. **નીશિ**-નિશ્ચય, ખરેખર, ખચિત જ. ૮ **યોગિ**-(તે) પ્રસંગે, સમયે **હઇડિ**-હઇડે, છાતીએ હૃદય સરસી. **ન્યાહાલી**-નીહાળીને, નજર માંડીને. ૯ **અધર**-ઓઠ. ૧૦ **સૂર**-સૂર્ય. **પુહુતુ**-પોઢયો, સૂતેલો. **ગલિ**-ગળે. **ઘાત્યુ**-ઘાલ્યો, નાંખ્યો. ૧૧ **મોડી**-મરડીને. **બંભ-ब्रह्म**. બ્રાહ્મણ, વિપ્ર. **જૂંભ**- **जृंभा**. બગાસું. ૧૨ પટોલી-**पटकुल** પટોળું, સાડી. **ગંઠિ-ग्रन्थि**, ગાંઠ, નીવિબંધન. **દિવિ-द्वीप** દીવા પર **પિરિપિરિ**-પેરપેરના, અવનવીન, નવા, નવા, વિવિધ પ્રકારના જૂદા જૂદા. ૧૩ **રંગ**-આનંદ. મોજ. એશઆરામ. ૧૪ **પુહુતુ**-પોંચ્યો. **સજાઇ**-તૈયારી, **सज्ज**. **કંકોડી**-માથુ ચોળવાનો એક છોડનાં મૂળિયાંનો ભૂકો. ૧૫ **અભ્યુક્ષણનિ**-**अभ्युक्षण**. શરીર ઘસવાનું. નહાવાનું. **અંભ**-પાણી, જલ. **ગંઠી**-**ग्रन्थि** ગાંઠવ, બંધન. ૧૬ **ગંઠી-ग्रन्थ** ગાંઠી, ગુંથીને **ઘાત્યુ**-ઘાલ્યો, પહેરાવ્યો. ૧૭ **ત્રટકિ**-નાંખીને, છાંટીને. ૧૮ **ધવલિ**-પ્રાસાદમાં **પૂઠલિથી**-પાછળથી. ૧૯ **ઉફરાટી**-ગભરાયેલી, ઉછળી જઇને, **પ્રાણિ**-પરાણે, બળાત્કારે, જોરજુલમથી. ૨૧ **દીન**-ગરીબ, નરમ. **વિશેખિ**-ખાસ, વધારે. ૨૨ **અવની**-પૃથ્વિપર, જમીનપર. ૨૩ **સિદ્ધ**-સાધ્યાં. **વાડવ**-બ્રાહ્મણ. ૨૬ **સમિ**-સમયે, વખતે, ટાણે. **દ્વિજ**-બ્રાહ્મણ; વિપ્ર. **બિ**-બે. **થાલિ**-થાળમાં, પાત્રમાં. ૨૭ **નેહ**-

સ્નેહ; પ્રેમ; પ્રીતિ. ૨૮ **મોહી**–મુગ્ધા; પ્રેમબદ્ધ. **મૃદુ**–ધીમી ધીમી, મંદમંદ. **વિકસિત**–ખીલેલાં, ઉઘડેલા. ૨૯ **ઓપંત**–ઓપે, શોભે. **રત્નશ્રેણી**–રત્નની કણીની હારય. **ઠામ**–ઠેકાણે, સ્થળે. ૩૦ **કૃષ્ણાગરી–કૃષ્ણાગરુ.** ચંદનરસ; કાળા સુગંધી ચંદનનો રસ. ૩૧ **જોઇ**–જોવે, જોતો. **ખાટ–ખટ્વા.** હિંડોળો; ખાટલો; ઢોળાયો. ૩૨ **દેહિ**–શરીરે, અંગે. ૩૩ **સીંથુ–સીમંત** સેંથો. **ચીર**–વસ્ત્ર, સાડી. **નવિ**–નવ, નહિ. ૩૪ **ધવલ**–મહેલ, પ્રાસાદ. **વિરહતાપ**–વિરહાગ્નિ. **ગલિ** ગળે, નીસરે, ખરે. ૩૫ **પાશિ**–પાસમાં, ફાંસામાં. **વિપ્રવદન**–બ્રાહ્મણનું મોં. ૩૬ **શયન**–શય્યા, સેજ. **સજાઈ**–મસાલા, પદાર્થ **સજ્જ. ગ્રહ્યૂં**–લીધું. ગ્રહણ કર્યું. ૩૮ **ઉફરાટાં**–ક્રુદ્ધ, રોષિત. ૩૯ **પય–પદ** પગ, ચરણમાં. **વાડવિ**–બ્રાહ્મણે; વિપ્રે **હિયાભર**–હૈયાભર, હૃદયમાં; અંતર્માં. ૪૦ **પાણિ**–હાથ, બાહુ. **વિપરીત–સંયોગ**–સ્ત્રી ઉપર અને પુરુષ નીચે એવી કામક્રીડા. ૪૧ **છેહડુ**–છેડો; પટાંચલ. ૪૨ **અનેરિ**–અપૂર્વ; ઉત્તમ. **આંગણબારિ**–ઘરની બારીએ મકાનના ગોખમાં. **કનક કપાટ**–સોનાનું બાજુ રમવાનું પાટીયું. **ઢાળ્યા**–ગોઠવ્યા, મૂકયા. **લોલ**–ચલાયમાન. ૪૩ **આળ**–કટુ વચન, તીખા બોલ. **સહી**–બહેન, સખી. ૪૪ **ડંક–દંશ**–ડંખ, દાંતથી અધર કરડીને દીધેલા વ્રણ. ૪૫ **નીગમી**–વ્યતીત કરી, વીતાડી. **ઘાતુ**–ઘાત, નાશ, ઉચ્છેદ. ૪૬ **ધાતુ**–ઘાલ્યો, મૂક્યો, નાંખ્યો. ૪૭ **અધર–અધર,** ઓઠ **નિતુ–નિત્ય** હંમેશાં. **દૈવિ**–નશીબે, પ્રારબ્ધે, હરરોજ. ૪૮ **કૂર**–ભાત. **પીસી–પરિવેષ્ય** પીરસી. **ધૃત**–ઘી, **કંત**–પતિ, સ્વામિ. **કૂલિયા–કવલ.** કોળીયા. ૪૯ **આરોગતુ**–આરોગતો, જમતો, ભોજન કરતો, ખાતો, ભક્ષણ કરતો. ૫૦ **લાભિ**–લાભે, આવે, કાઢી શકાય. **પેર**–રીત, ગોઠવણ, જુક્તિ, બીના, વર્ણન. **અનેકિ**–અનેક, વિવિધ. **સેર**–

સેર, દોરો. ૫૧ **આરોપણુ**–પહેરાવ્યો. **માલ**–માલા, હાર. **જગાવી**–ઉત્પન્ન કરે, ઉપજાવે. **સાલ**–દરદ, શૂળ, દુઃખ; **शल्य**. ૫૨ **સાલિ**–સાલે છે. ભોંકાય છે. વાગે છે. ૫૩ **નીશિ**–નિશ્ચય, ખરેખર, અવશ્યમેવ, જરૂર. ૫૪ **મરુડી**–મરડી, આંબળી, આંકડાં, વળ. **અલતા**–**अलक्तक**–પગ રંગવાનો લાખનો રંગ. **ખટપદ**–ભમરો. ૫૫ **શુકચંચ**–**चंचु**, પોપટની ચાંચ **નિર્મલ**–સ્વચ્છ પાણીવાળું. **પરુ**–**पराक्**–દૂર, છેટે. ૫૬ **કંચુડી**–કાંચળી, ચોળી. ૫૭ **વિરહતાપ**–વિરહાગ્નિ. **અંગિ**–અંગે, શરીરે, દેહે. **અમૃત**–અધરામૃત, ચુંબનનું અમૃત. **વરિસ**–વરસ જેવડી. ૫૮ **મેરુ**–મેરુ પર્વત જેવડું, ભારે, અસહ્ય. **અભિધાન**–નામ. **ઇધાણી**–ચિહ્ન, એંધાણી, નીશાની, **अभिधान**. **કાતી**–કરવત, તીક્ષ્ણ છરી. ૫૯ **સંધાણુ**–સાંધા. ૬૦ **ખૂતા**–ખૂંચ્યા. વાગ્યા, ભોંકાયા, **ભાજિ**–ભાગે, નાશ થાય, જાય. **ભાજિ**–ભાગે, નાશ થાય. ૬૨ **પ્રાહાર**–પ્રહાર, ઘા. **કલિકા**–કળી. **ખૂતી**–ખૂંચી, વાગી. ૬૩ **પંડ**–**पिण्ड** શરીર, દેહ, વપુ. **સહિસિ**–**सह्** સહેશે. સહન કરશે. **દંડ**–સજા શિક્ષા. **થંભ**–**स्तम्भ** થંભાવનાર, આધાર. **બંભ**–**ब्रह्म**–બ્રાહ્મણ. ૬૪ **કઉણુ**–કવણ. કોણ. **સીંથી**–સીમંતમાં, સેંથામાં. ૬૫ **પાગ**–**पाय**. પગે, ચરણે. **માઇ**–માય, રહી શકે. **વદિ**–બોલે, કહે. ૬૬ **કાજલ**–મેશ, અંજન. **કૃષ્ણાગાર**–કૃષ્ણ વર્ણનું ચંદન. **સવિ**–સર્વ, બધું. ૬૮ **સાજ**–સાજન. **વેણી**–અંબોડો, કેશકલાપ. ૬૯ **ટલી**–ટાળીને, છાંડીને. દૂર રાખીને, ત્યાગીને. **અવકલા**–**अविकल**. ત્રાસ, દુઃખ, કલંક. ૭૦ **ટલિ**–ટળે, દૂર થાય, જતું રહે. **હુતાશ**–અગ્નિ, દેવતા. ૭૧ **અપારિ**–ઘણો, વધારે ભારે. ૭૩ **વારિ**–જળ, પાણી. **ગાઢિ બંધ**–ગાઢ બંધનમાં; પ્રેમના દૃઢ પાશમાં. **કંધ**–**स्कन्ध**–ગરદન. ( મારવા.) ૭૪ **ઢલિ**–શાન્ત થાય, મમતા મૂકે. ૭૫ **યૌવન**-

**વેશ**–યુવાવસ્થાના વેશ. જુવાનીની રીત ભાત. ૭૬ **વશિઅર**–**વિષધર**, નાગ, સાપ. ડંક–**दंश**, ડંખ. ગરલ–ઝહેર, **ઘણુ**–ઘણું, અતિશય. ૭૭ **માણુતી**–ભોગવતી. **ગિહિલી**–ઘેલી; ગાંડી. ૭૮ **તુંબ**–તુંબડું. **અધ વચિ**–મધ્યમાં, બ્રાન્ત વચ્ચોવચ, (ભરદરિયે) **ત્રુટિઉં**–ત્રૂટયું. **બુંબ**–બૂમ, ચીસ, બૂમરાણ. **ઠારિ**–સ્થાને, જગાએ. **વારિ**–પાણીથી. ૭૯ **જંબુ** (અંબુ) અંબુ=પાણી, જળ. ૮૦ **કીહૂં**–કયું, શું. **ઉપઘાત**–ઘાત, નાશ, ખૂન. ૮૧ **અપકીરતી**–અપયશ. **હસારથ**–હાસ્યાસ્પદ, હાંસી. **હુઉ**–થયું. **પ્રજાલૂં**–**प्रज्वल्**–બાળું; દહું. ૮૨ **વાડવ મીટિ**–બ્રાહ્મણની દૃષ્ટિથી. **નીઝામુ**–ખારવો, વહાણ હંકાવનાર. **અંભ**–**अम्बु** જળ, પાણી. ૮૩ **ઢીબર**–**धीवर** માછી, ખારવો ઢીંમર. **ઠાહાર**–**स्थल**, સ્થાન, જગા, ભૂમિ. ૮૪ **ઠાર**– **स्थल** ઠેકાણે, સ્થાને. **ધાત્યુ**–ધાલ્યું, પૂર્યું. **પંજર**–પિંજરામાં. **કુરંગ**–હરણ; મૃગ. ૮૫ **દમિ**–**दम्** દમે છે; બાળે છે; દુઃખ દે છે. ૮૬ **રાની**–રાયની, રાજાની. ૮૯ **દેહપાલટિ**–દેહના બદલે. મારી કાયાનો અદલોબદલો કરીને. ૯૦ **છાંડુ**–છાંડયો, ત્યાગ કર્યો, પાડ્યો. ૯૧ **બીઠી**–બેઠી બેઠી. **લવૂં**–બકું, બબડું. ૯૨ **જુતુ**–જોતો, અપેક્ષા રાખતો. ૯૩ **જૂતી**–જોતી, નજર કરતી **કાતી**–**करपत्र**, કરવત, તીક્ષ્ણ છૂરી. ૯૪ **પરદુઃખભંજન**–પારકાનું દુઃખ ભાગનાર. **વધતાં**–**वध्**, કાપતાં, મારતાં. **વાહરિ**–મદદે. ૯૫ **એહિવાતન**–એવાતણ; સૌભાગ્ય. ૯૬ **દયાહા**–દહાડા, દિવસ **રયણિ**–રજની, રાત્રિ, નિશા. **દીસ**–દિવસ. ૯૭ **ટલ્યુ**–ગયો, ઉતર્યો, નષ્ટ થયો. ૯૮ **નેહિ**–સ્નેહમાં, પ્રેમને લીધે. ૯૯ **જાતિ**–જતાં જતાં (પ્રાણ) ત્યાગ કરતી વખતે, મરણ સમયે, અંતકાળે. ૧૦૦ **પિરિ**–રીત, રસ્તો, જુગતી, માર્ગ. **બીસૂં**–બેસું; રહું. **ઘિરિ**–ઘરમાં. ૧૦૧ **તાપ**–તાપ, અગ્નિ. (મૂળ પાઠની ૭ એ

ચોપાઈ જે મૂકવાની છે તેનો અર્થ ) ૧૦૨ **જાઈ**–જાય ૧૦૩ **શીસ**–શીર્ષ, માથું. **અયોધ્યા ઈશ**–રામચન્દ્ર. ૧૦૪ **ઉપઘાત**–ઘાત, નાશ ૧૦૫ **ઊછંગી–उत्संग** ખોળામાં **પ્રજાલીશિ प्रज्वल्**, બાળીશ, દહીશ **જયહરિ–यमगृह** ૧૦૬ **જાઇશિ**–જઇશ. ( ચાલતા કાવ્યની ૧૦૨ ચોપાઈના અર્થ ) ૧૦૨ **વારિ**–ક્ષણે, સમયે, વખતે ૧૦૪ **જુ**–જો **શીસિ**–ગમે, **શીર્ષ** ૧૦૬ **પરપંચ**–યુક્તિ; ગોઠવણ. **સંચ**–રસ્તો; માર્ગ ૧૦૭ **એવ**–વેંત જ, તરત જ, તત્ક્ષણ. **મંત્રીશ્વરી**–મુખ્ય પ્રધાન ૧૦૮ **આવાસ**–મહેલમાં. **વાસ**–આરામ, નિવાસ. ૧૦૯ **વાસર**–દિવસ. **વારિ**–જળ, પાણી. કમલિની–કમળ, અહિ કુમુદ. રાત્રીનું કમળ, પોયણી. **ઇંદુ**–ચન્દ્ર, શશિ. ૧૧૦ **ચકુઆનિ**–ચકવાને, ચાતકને. **દિનકરદર્શન**–સૂર્યનાં દર્શન. **કુરંગ**–હરિણ, મૃગ. **ચિત્તિ**–મનમાં; અંતઃકરણમાં; હૃદયમાં. ૧૧૧–**ચિત્તગમતા**–મનગમતાં, મનપસંદ, **લાભીઈ**–લાગે, મળે પહોંચ્યા **તારાભૂપ**–ચંદ્ર. ૧૧૨ **બિહુ**–બંને ઉભય. ૧૧૩ **અહનિશ**–દિવસ અને રાતે. **મકરધ્વજ**–કામદેવ. **નવલા**–નવનવા, વિવિધ, ચિત્રવિચિત્ર. ૧૧૪ **ઝીલિ**–ઝીલે, નાહ્યા. **બિહુઈ**–બંનેય. ૧૧૫ **નાગર**–નાગરિક; સંસ્કૃત (સભ્ય ); રસિક. **વિરહપાશિ**–વિયોગના બંધનમાં, વિયોગની જાળમાં. ૧૧૬ **વિપ્રલંભ**–વિયોગ, વિરહ. **અનેરી**–અપૂર્વ અસાધારણ લોકોત્તર. ૧૧૭ **વલ્લભં**–પતિ, નાથ, વહાલો, **કૌતુકકથા**–નવીન વાર્તા, કૌતુક વાત. **ચારુ**–સુંદર.

---

## જૈન કવિ જ્ઞાનાચાર્યકૃત

# બિલ્હણપંચાશિકા કાવ્યનો સાર

કાશ્મીરનો વિદ્વાન કવિ બિલ્હણ કાશ્મીર છોડી પરદેશ નીકળ્યો. તે ફરતો ફરતો પંજાબના હાકેમ ક્ષિતિપતિ અથવા ક્ષિતિપાલના દરબારમાં ગયો. ત્યાં આ હાકેમે તેને પોતાની પુત્રી શશિકલાને ભણાવવા માટે રાખ્યો. એટલે તે બંનેને પ્રેમ બંધાયો. અને તેને લીધે કવિને પંજાબ છોડવું પડયું. કુંવરી સાથેનો સ્નેહ સંભારી, મોહાંધ કવિ બિલ્હણે સંસ્કૃતમાં બિલ્હણ પંચાશિકા નામનું કાવ્ય રચ્યું; જે હજુ સુધી ઘણું લોકપ્રિય કાવ્ય ગણાય છે. આ કાવ્યમાં રાજકુમારી સાથે ભોગવેલા વિલાસનું બિલ્હણના મુખનું ઉત્પાદક ચિત્ર છે.

આ કાવ્ય ઉપરથી જૈન કવિ જ્ઞાનાચાર્યે બિલ્હણને શશિકલા-પંચાશિકા નામનું કાવ્ય રચેલું; જે આ લેખકના પ્રાચીન કાવ્યસુધાના ચોથા ભાગમાં આવી ગયું છે.

જ્ઞાનાચાર્ય પછી થઇ ગયેલા બીજા એક કવિએ પણ આ જ કાવ્ય રચેલું; તેમાંથી શશિકલા પંચાશિકા એકલું હાથ આવતાં તેને આ પુસ્તકમાં દાખલ કર્યું છે. આ કાવ્યના રચનાર કવિએ તેના આરંભનું બિલ્હણ પંચાશિકા રચેલું હોવું જોઇએ. પણ તે હાથ ન આવ્યાથી તેનો સાર આ નીચે આપવામાં આવ્યો છે, ને તે ચોથા ભાગમાં છપાઇ ગયેલા આ કવિના બિલ્હણ પંચાશિકા કાવ્ય ઉપરથી લીધો છે.

જ્ઞાનાચાર્ય કવિ કહે છે કેઃ—

પાટણમાં પૃથિવીચંદ્ર નામનો એક રાજા હતો, ને તેની રાણીનું

નામ પ્રેમાવતી ને કુંવરીનું નામ શશિકલા હતું. તે મોટી થઇ એટલે ભણાવવા માટે રાજાએ એક પંડિતને રાખ્યો. પણ તે ભણાવતાં ભણાવતાં અધવચ મરણ પામ્યો. તેથી રાજા બીજા પંડિતની શોધમાં રહ્યો. એટલામાં તેના દરબારમાં પચીશ વરસનો એક નવજુવાન બિલ્હણ નામનો પંડિત આવી ચઢયો. રાજાએ તેની પંડિતાઇથી પ્રસન્ન થઇ કુંવરીને ભણાવવા માટે રાખ્યો.

પણ આવા જુવાન પંડિત સાથે પોતાની નવયૌવના કુંવરીને ભણાવવા મૂકતાં વખતે કાંઈ કાળુંધોળું થઈ જાય, એ દહેશતથી રાજાએ પંડિતને કહ્યું કે; "**મારી** આ કુંવરી આંધળી છે."

"ખોટૂં ભાખઇ ભૂપતિ વલીઃ–અહ્મ કુમરી તાં છિ આંધલી."

તેમ કુંવરીને કહ્યું કે તારા માટે જે અધ્યારૂને રાખ્યો છે (૨૮) તે કોઢીયો છે.

"આવિઉ છિ અધ્યારૂ જેહ, છઈ કાયાં નર કુષ્ઠી તેહ" (૨૯)

હે કુંવરી! અધ્યારૂને ગળત કોઢ નીકળ્યા છે, તેથી તેના શરીરનો વા તને લાગશે તો તને કોઢ નીકળશે, તેથી તેને માટે બંનેની વચમાં પડદો રાખવાની જરૂર છે.

આ પ્રમાણે બંદોબસ્ત થયા પછી ભણાવવાનું કામ શરૂ થયું, તેવામાં એક શ્લોક ભણતાં ભણતાં તેમાં વારંવાર ભૂલ કરવાથી બિલ્હણે ચીઢાઇને કહ્યું કે "દેખતી નથી? આંધળી છે"

"બંભણ બોલઇઃ– "સુણિ શશિકલા! નયણ નહીં તઉ ગઇ અડગલા"

આ સાંભળી શશિકલા બોલીઃ "હું તો આંધળી નથી પણ તમે કોઢીયા છો?

[ "તું કોઢિ કોઢિ લડથડઇ" ( ૩૩ ) ]

પોથીમાં જે લખ્યું છે તે જ હું વાંચું છું. કુંવરી બોલી.

આ જોઈ કવિએ વિચાર કર્યો કે, નક્કી રાજાએ અમને છેતર્યાં દેખાય છે. પછી ચીઠી લખીને આપી તેનો ઉત્તર શશિકલા તરફથી મળતાં બંનેની ખાત્રી થઇ એટલે વચમાંથી પડદો કાઢી નાંખ્યો, ને બંને એક બીજાને જોતાં જ મોહાંધ બની કામાતુર થઈ ગયાં.

કેટલાક દહાડા ગયા પછી રાજાને આ વાતની જાણ થતાં કવિને શૂળીએ ચઢાવવા લેઈ ગયા. તે વખતે શહેરના તમામ પંડિતો બિલ્હણ પાસે જઈ કહેવા લાગ્યા કે, હે બિલ્હણ! હવે તારૂં મોત નજીક આવ્યું છે; માટે તારા જે ઇષ્ટ દેવ હોય તેનું સ્મરણ કર.

તે વખતે બિલ્હણ બોલ્યો કે, મારો ઇષ્ટ દેવ તે એ કજ શશિકલા. તેના વિના બીજા કોઇ નથી. તેમ કહી તેણે શશિકલા સાથેના ભોગવિલાસની વાત બહુ લંબાણથી કહી સંભળાવી

અહિં બિલ્હણ પંચાશિકા કાવ્યનો અંત આવે છે.

બિલ્હણને શૂળીએ ચઢાવવા લેઈ ગયાની વાત શશિકલાના જાણવામાં આવતાં તેણીએ તેની સાથેના ભોગવિલાસની વાત પોતાની સખીઓને કહી તે વાત આ પુસ્તકમાં આપેલા શશિકળાને કાવ્યમાં આવે છે તે વાંચવાથી જણાઇ આવશે.

## શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલિકીનાં પુસ્તકો

૧-૨ રાસમાળા (સચિત્ર) તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો, તથા ૨ જો; સ્વ. સર અલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે રચેલી, અને દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવેએ ભાષાન્તર કરેલી. દરેકનું મૂલ્ય રૂ. ૫-૮-૦

૩ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો—ભાષાન્તરકાર, ઈડરનરેશ સ્વ. શ્રી. મહારાજા સર કેશરીસિંહજી; રા. રા. નગીનદાસ પુ. સંઘવીના ઉપોદ્ઘાત અને સમાન સંસ્કૃત સુભાષિત અને તત્ત્વજ્ઞાનનાં વચનો સાથે. મૂલ્ય રૂ. ૨-૦-૦

૪-૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧ લો, તથા ભાગ ૨ જો; તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. દરેકનું મૂલ્ય રૂ. ૨-૦-૦,

૬ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧-૨ (સાથે ભેગા)—તૈયાર કરનાર રા. રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી. મૂલ્ય રૂ. ૧-૦-૦

૭ રસકલ્લોલ : બાળાઓએ ગાવાનાં જીવનનાં ગીતો : સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી. મૂલ્ય રૂ. ૦-૧૦-૦

૮ પ્રબોધબત્રીશી ( કવિશ્રી માંડણકૃત ) અને રાવણમંદોદરી-સંવાદ (કવિ શ્રીધરકૃત) સંપાદક અને સંશોધક સ્વ. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ; ટીકા અને ઉપોદ્ઘાત લખનાર, રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦

૯ પ્રાચીન કાવ્યવિનોદ—ભાગ ૧ લો—પ્રાચીન કવિઓનાં આખ્યાનો અને પદો : સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી; મૂલ્ય રૂ. ૧-૦-૦. મળવાનું ઠેકાણું:—

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨